**આઠમો અધ્યાય—અક્ષરબ્રહ્મયોગ**—પૃષ્ઠ ૯૬થી૧૦૪
૧ થી ૭ બ્રહ્મ, અધ્યાત્મ અને કર્મ વગેરેવિષે અર્જુનના સાત પ્રશ્નો અને તેના ઉત્તર.
૮ થી ૨૨ ભક્તિયોગ વિષે.
૨૩ થી ૨૮ શુક્લ અને કૃષ્ણ માર્ગ વિષે.
**નવમો અધ્યાય—રાજવિદ્યા—રાજગુહ્યયોગ**—પૃષ્ઠ ૧૦૫થી૧૧૫
૧ થી ૬ પ્રભાવસહિત જ્ઞાન વિષે.
૭ થી ૧૦ જગતની ઉત્પત્તિ વિષે.
૧૧ થી ૧૫ ભગવાનનો તિરસ્કાર કરનારા આસુરી પ્રકૃતિવાળાઓની નિંદા અને દૈવી પ્રકૃતિવાળાઓના ભગવદ્‌ભજનના પ્રકાર.
૧૬ થી ૧૯ સર્વાત્મરૂપે પ્રભાવસહિત ભગવાનના સ્વરૂપનું વર્ણન.
૨૦ થી ૨૫ સકામ અને નિષ્કામ ઉપાસનાનું ફળ.
૨૬ થી ૩૪ નિષ્કામ ભગવદ્‌ભક્તિનો મહિમા.
**દશમો અધ્યાય—વિભૂતિયોગ**—પૃષ્ઠ ૧૧૬થી૧૨૭
૧ થી ૭ ભગવાનની વિભૂતિ અને યોગશક્તિનું કથન તથા તેને જાણવાનું ફળ.
૮ થી ૧૧ ફળ અને પ્રભાવસહિત ભક્તિયોગ વિષે કથન.
૧૨ થી ૧૮ અર્જુને કરેલી ભગવાનની સ્તુતિ અને વિભૂતિ તથા યોગશક્તિના કથન માટે પ્રાર્થના.
૧૯ થી ૪૨ ભગવાનનું પોતાની વિભૂતિ અને યોગશક્તિ વિષે કથન.
**અગીઆરમો અધ્યાય—વિશ્વરૂપદર્શનયોગ**—પૃષ્ઠ ૧૨૯થી૧૪૭
૧ થી ૪ વિશ્વરૂપ દેખાડવા માટે અર્જુનની પ્રાર્થના.
૫ થી ૮ ભગવાને કરેલું પોતાના વિશ્વરૂપનું વર્ણન.
૯ થી ૧૪ સંજયે ધૃતરાષ્ટ્ર આગળ કરેલું વિશ્વરૂપનું વર્ણન.
૧૫ થી ૩૧ અર્જુનને ભગવાનના વિશ્વરૂપનું દર્શન થવું અને ભગવાનની સ્તુતિ.

૩૨ થી ૩૪ ભગવાનનું પોતાના પ્રભાવનું વર્ણન અને અર્જુનને યુદ્ધ કરવા પ્રોત્સાહન આપવું.
૩૫ થી ૪૬ ભયભીત થયેલા અર્જુનની ભગવાનની સ્તુતિ અને ચતુર્ભુજરૂપે દર્શન આપવાની પ્રાર્થના.
૪૭ થી ૫૦ ભગવાનનું પોતાના વિશ્વરૂપદર્શનનું મહત્ત્વકથન અને ચતુર્ભુજ તથા સૌમ્યરૂપે દર્શન.
૫૧ થી ૫૫ અનન્ય ભક્તિવિના ચતુર્ભુજરૂપે દર્શન થવાની દુર્લભતા અને ફળસહિત અનન્ય ભક્તિનું વર્ણન.

**બારમો અધ્યાય–ભક્તિયોગ**–પૃષ્ઠ ૧૪૮થી૧૫૩

૧ થી ૧૨ સાકાર અને નિરાકાર ઉપાસકોની ઉત્તમતાનો નિર્ણય અને ભગવત્પ્રાપ્તિનો ઉપાય.
૧૩ થી ૨૦ ભગવત્પ્રાપ્તિ પામેલા પુરુષોનાં લક્ષણ.

**તેરમો અધ્યાય–ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ**–પૃષ્ઠ ૧૫૪થી૧૬૪

૧ થી ૧૮ જ્ઞાનસહિત ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિષે.
૧૯ થી ૩૪ જ્ઞાનસહિત પ્રકૃતિ–પુરુષ વિષે.

**ચૌદમો અધ્યાય–ગુણત્રયવિભાગયોગ**–પૃષ્ઠ ૧૬૫થી૧૭૨

૧ થી ૪ જ્ઞાનનો મહિમા અને પ્રકૃતિ–પુરુષથી જગતની ઉત્પત્તિ.
૫ થી ૧૮ સત્વ, રજ ને તમસ, એ ત્રણે ગુણોવિષે.
૧૯ થી ૨૭ ભગવત્પ્રાપ્તિના ઉપાય અને ગુણાતીત પુરુષનાં લક્ષણ.

**પંદરમો અધ્યાય–પુરુષોત્તમયોગ**–પૃષ્ઠ ૧૭૩થી૧૭૯

૧ થી ૬ સંસારવૃક્ષનું કથન અને ભગવદ્પ્રાપ્તિનો ઉપાય.
૭ થી ૧૧ જીવાત્મા વિષે.
૧૨ થી ૧૫ પ્રભાવસહિત પરમેશ્વરના સ્વરૂપ વિષે.
૧૬ થી ૨૦ ક્ષર અને અક્ષર તથા પુરુષોત્તમ વિષે.

**સોળમો અધ્યાય–દૈવાસુરસંપદ્વિભાગયોગ**–પૃષ્ઠ ૧૮૦થી૧૮૬

૧ થી ૫ દૈવી અને આસુરી સંપત્તિનું ફળસહિત કથન.

૬ થી ૨૦ આસુરી સંપત્તિવાળાઓનાં લક્ષણ અને તેમની અધોગતિવિષે કથન.
૨૧ થી ૨૪ શાસ્ત્રવિરુદ્ધ આચરણનો ત્યાગ અને શાસ્ત્રાનુકૂલ આચરણ માટે પ્રેરણા.

**સત્તરમો અધ્યાય—શ્રદ્ધાત્રય વિભાગયોગ**—પૃષ્ઠ ૧૮૭થી૧૯૪
૧ થી ૬ શ્રદ્ધા અને શાસ્ત્ર વિરુદ્ધ ઘોર તપ કરનારાઓ વિષે.
૭ થી ૨૨ આહાર, યજ્ઞ, તપ અને દાનના જૂદા જૂદા ભેદ.
૨૩ થી ૨૮ ॐ તત્ સતના પ્રયોગની વ્યાખ્યા.

**અઢારમો અધ્યાય—મોક્ષસંન્યાસયોગ**—પૃષ્ઠ ૧૯૫થી૨૧૭
૧ થી ૧૨ ત્યાગ વિષે.
૧૩ થી ૧૮ કર્મો કરવા વિષે સાંખ્યસિદ્ધાંતનું કથન.
૧૯ થી ૪૦ ત્રણ ગુણો પ્રમાણે જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ અને સુખના જૂદા જૂદા ભેદ.
૪૧ થી ૪૮ ફળસહિત વર્ણ–ધર્મ વિષે
૪૯ થી ૫૫ જ્ઞાનનિષ્ઠા વિષે.
૫૬ થી ૬૬ ભક્તિસહિત નિષ્કામ કર્મયોગ વિષે.
૬૭ થી ૭૮ શ્રીમદ્ભગવદ્ગીતાનું માહાત્મ્ય.

---

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૨ | નિદ્ધદ્ધ | નિર્દ્વંદ્વ |
| ૪૫ | ૧૧ | નાહ. | નહિ. |
| ૬૭ | ૧૪ | જીતો | જીતી |
| ૮૫ | ૫ | પાપોથી શુ | પાપોથી શુદ્ધ |
| ૧૦૪ | ૯ | प्रदिष्टम् | प्रदिष्टम् ॥ |
| ૧૬૨ | ૯ | पश्यात | पश्यति |



# श्रीमद् भगवद्गीता

## ગુજરાતી સરલાર્થ સહિત

## अध्याय १ लो-अर्जुनविषादयोग

धृतराष्ट्र उवाच । ધૃતરાષ્ટ્ર કહે છે:—

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

હે સંજય ! ધર્મભૂમિ કુરુક્ષેત્રમાં ભેગા થયેલા યુદ્ધની ઇચ્છાવાળા મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું ? ૧

संजय उवाच । સંજય કહે છે:—

**दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥**

ત્યારે વ્યૂહમાં ગોઠવાયલી પાંડવોની સેના જોઇને રાજા દુર્યોધને દ્રોણાચાર્ય પાસે જઇ આ વચન કહ્યું. ૨

पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

હે આચાર્ય! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદ-પુત્ર ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહરચનામાં ગોઠવેલી પાંડવોની આ મોટી સેના જુઓ. ૩

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

એ સેનામાં મોટા ધનુર્ધારી અને યુદ્ધમાં ભીમ તથા અર્જુન જેવા અનેક શૂરવીરો છે. જેમકે યુયુધાન (સાત્યકી) અને વિરાટ, મહારથી દ્રુપદ, ધૃષ્ટકેતુ અને ચેકિતાન, બળવાન કાશીરાજ, પુરુજિત્ અને કુંતી-ભોજ, નરશ્રેષ્ઠ શૈબ્ય, પરાક્રમી યુધામન્યુ, બળવાન ઉત્તમૌજા, સુભદ્રાપુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના પાંચે પુત્ર—આ બધાજ મહારથી છે. ૪–૬

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।

नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥

હે દ્વિજોત્તમ! હવે અમારા પક્ષમાંના પણ જેઓ શ્રેષ્ઠ છે અને મારી સેનાના નાયકો છે; તે આપની જાણ માટે કહું છું તે સાંભળો. ૭

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥८॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥

આપ અને ભીષ્મપિતામહ; કર્ણ અને સમરવિજયી કૃપાચાર્ય; તથા અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા અને બીજા પણ મારે માટે જીવ આપનારા તથા નાના પ્રકારનાં શસ્ત્ર ચલાવનારા પુષ્કળ શૂરવીરો છે અને તેઓ બધા યુદ્ધકળામાં ચતુર છે. ૮,૯

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥

ભીષ્મપિતામહદ્વારા રક્ષાયલી અમારી સેના અગણિત છે; અને ભીમથી રક્ષાયલી આ તેમની સેના તો આપણા કરતાં ઓછી છે. ૧૦

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।

भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥

માટે હવે બધા મોર્ચાઓ ઉપર પોતપોતાના વિભાગમાં સ્થિત રહેતાથકા આપ સર્વ ભીષ્મપિતામહનીજ સર્વ બાજુથી રક્ષા કરો. ૧૧

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥१२॥

પછી કૌરવોમાં વૃદ્ધ અને મહાપ્રતાપી ભીષ્મપિતામહે દુર્યોધનને હર્ષ ઉપજાવવા માટે સિંહનાદની પેઠે ગર્જના કરીને મોટેથી શંખ વગાડયો. ૧૨

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥

ત્યારે અન્ય યોદ્ધાઓ તરફથી પણ એકસાથે શંખ, નગારાં, મૃદંગ, ઢોલ અને રણશિંગાં વાગવા માંડયાં અને તેનો એકત્ર નાદ ઘણો ભયંકર થયો. ૧૩

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥

તે પછી ધોળા ઘોડાવાળા મહાન રથમાં બેઠેલા માધવ અને અર્જુને પણ દિવ્ય શંખો વગાડયા. ૧૪

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।

पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः॥१५॥

શ્રીકૃષ્ણે પાંચજન્ય, અર્જુને દેવદત્ત અને ભીમ-કર્મા ભીમે મોટો પૌંડ્ર શંખ વગાડ્યો. ૧૫

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય, નકુલે સુઘોષ અને સહદેવે મણિપુષ્પક નામે શંખ વગાડ્યા.

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः॥१७॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक्१८

હે પૃથ્વીપતિ! મહાધનુર્ધારી કાશીરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અજિત સાત્યકી, દ્રુપદ, દ્રૌપદીના પુત્રો અને મહાબાહુ અભિમન્યુ, એ સૌએ જૂદા જૂદા શંખ વગાડ્યા. ૧૭, ૧૮

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत्।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકતા એ પ્રચંડ શંખનાદોએ કૌરવોનાં હૃદય ચીરી નાખ્યાં. ૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते।

હે રાજન્! હવે વ્યવસ્થાથી ઉભેલા કૌરવોને જોઇ કપિધ્વજ અર્જુન શસ્ત્ર ચલાવવા માટે ધનુષ્ય ઉઠાવીને હૃષીકેશ શ્રીકૃષ્ણપ્રત્યે આવું વચન બોલ્યોઃ—

अर्जुन उवाच। અર્જુન બોલ્યોઃ—

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्ष्येऽहं योद्धुकामानवस्थितान्।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥ २२ ॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

હે અચ્યુત! અહીં યુદ્ધની ઇચ્છાથી આવી ઉભેલા જેઓની સાથે રણસંગ્રામમાં મારે લડવાનું છે; તેમને હું રૂડે પ્રકારે જોઇ લઉં ત્યાંસુધી મારો રથ બન્ને સેનાઓની મધ્યમાં લઇ જઇ ઉભો રાખો. યુદ્ધમાં દુર્બુદ્ધિ કૌરવોનું પ્રિય ઇચ્છનારા આ સર્વ જે અહીં આવેલા છે, તેમને હું કાળજીથી જોઇશ. ૨૧–૨૩

संजय उवाच । સંજય કહે છેઃ-

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥

હે ધૃતરાષ્ટ્ર ! આ પ્રમાણે અર્જુને કહેતાં શ્રીકૃષ્ણે તે ઉત્તમ રથને બન્ને સેનાઓ વચ્ચે ભીષ્મ, દ્રોણ તથા સર્વ રાજાઓની સામે ઉભો રાખી કહ્યુંઃ- "હે પાર્થ ! આ ભેગા થયેલા કૌરવોને જો." ૨૪,૨૫

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥
श्वसुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ॥
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।

પછી ત્યાં અર્જુને બંને સેનાઓમાં ઉભેલા કાકાઓ, પિતામહો, આચાર્યો, મામાઓ, ભાઇઓ, પુત્રો, પૌત્રો, મિત્રો, સસરાઓ તથા સુહૃદોને જોયા. એ સર્વ બાંધવાદિને જોઇને અર્જુન કરુણાના અત્યંત આવેશમાં આવી ખેદ પામતો થકો આવું બોલ્યો. ૨૬,૨૭

अर्जुन उवाच । અર્જુન કહે છેઃ—

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

હે કૃષ્ણ ! યુદ્ધની ઇચ્છાથી ઉભેલા આ સગાઓને જોઇને મારાં ગાત્ર શિથિલ થાય છે; મુખ સૂકાઇ જાય છે; શરીરમાં કંપ તથા રોમાંચ થાય છે; હાથમાંથી ગાંડીવ ધનુષ્ય સરી પડે છે; ચામડીમાં દાહ થાય છે; મારૂં મન જાણે ભમે છે અને ઉભો રહેવાને પણ હું સમર્થ નથી. ૨૮-૩૦

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥

વળી હે કેશવ ! ચિહ્નો પણ વિપરીત જોઉં છું અને યુદ્ધમાં સ્વજનોને મારવામાં કલ્યાણ જોતો નથી.

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेनवा ३२

હે શ્રીકૃષ્ણ ! તેઓને હણીને હું વિજય, રાજ્ય

ને સુખો મેળવવા ઈચ્છતો નથી. હે ગોવિંદ! એવા રાજ્યથી, ભોગોથી ને જીવતરથી અમને શો લાભ!

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च॥

કેમકે અમે જેઓને માટે રાજ્ય, ભોગો અને સુખો ઈચ્છીએ છીએ, તેઓ તો બધા પોતાના પ્રાણ અને ધનની આશા ત્યજીને યુદ્ધમાં ઉભેલા છે. ૩૩

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा॥
एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५

આ ગુરૂજનો, કાકાઓ, પુત્રો, દાદા, મામા, સસરા, પૌત્રો, સાળા અને બીજા સંબંધીઓ મને હણતા હોય અથવા તો ત્રણે લોકનું રાજ્ય મળતું હોય તોપણ હે મધુસૂદન! હું એમને હણવા ઇચ્છતો નથી; તો પૃથ્વી માટે તો કેમજ હણું? ૩૪, ૩૫

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥

વળી હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોને હણવામાં

અમને પ્રીતિજ કેવી થાય ? કેમકે એ આતતાયીઓને પણ હણવાથી અમને તો પાપજ લાગે. ૩૬

**तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान्।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव॥३७॥**

તે માટે અમારે અમારા બંધુઓ–ધૃતરાષ્ટ્રના પુત્રોને હણવા યોગ્ય નથી. હે માધવ ! એ સ્વજનોને હણીને અમે સુખી પણ કયાંથી થવાના ! ૩૭

**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम्॥ ३८॥**
**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम्।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९॥**

યદ્યપિ લોભથી બુદ્ધિભ્રષ્ટ થયેલા એઓ, કુળક્ષયથી થતો દોષ અને મિત્રદ્રોહનું પાપ જોઈ શકતા નથી; પરંતુ હે જનાર્દન ! કુળનાશથી થતા દોષને જોનારા અમોએ આ પાપથી કેમ છૂઠી જવું નહિ?

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत॥ ४०॥**
**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः॥४१॥**

કુળનો ક્ષય થવાથી સનાતન કુળધર્મો નાશ પામે છે; ધર્મ નષ્ટ થતાં આખા કુળમાં પાપ વધી જાય છે; પાપ વધવાથી કુળની સ્ત્રીઓ દૂષિત થાય છે; અને હે વાર્ષ્ણેય! દુષ્ટ સ્ત્રીઓથી વર્ણસંકરો જન્મે છે.

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥४२॥

પછી એ વર્ણસંકર પ્રજા કુળને અને કુળઘાતીઓને નરકમાંજ નાખે છે. કેમકે એમના પિતૃઓ પણ પિંડ અને તર્પણક્રિયા બંધ થવાથી પતન પામે છે. ૪૨

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः॥४३॥

કુળઘાતકોના આવા વર્ણસંકરકારક દોષોથી સનાતન કુળધર્મો અને જાતિધર્મો સુદ્ધાં નાશ પામે છે

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥

અને હે જનાર્દન! જેમના કુળધર્મ નાશ પામ્ય હોય, એવા માણસોનો નક્કી નરકમાંજ વાસ થાય છે, એમ અમે સાંભળ્યું છે. ૪૪

अहो बत महात्पापं कर्तुं व्यवसिता वयम् ।

यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥

છતાં પણ અહો! શોકની વાત છે કે, અમે આવું મહાઘોર પાપ કરવા તૈયાર થયા છીએ! અને તે પણ રાજ્યસુખના લોભમાટેજ અમારા સ્વ-જનોને હણવા નીકળ્યા છીએ! ૪૫

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

એ કરતાં તો જો મને સામો ન થનારને તથા શસ્ત્રરહિતને શસ્ત્રધારી કૌરવો રણમાં હણી નાખે, તો તે પણ મારે માટે વધારે હિતકારક થાય. ૪૬

संजय उवाच। સંજય કહે છેઃ—

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत्।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

એવું કહીને શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન રણમાં ધનુષ્યબાણ ત્યજી દઈને રથપર બેસી ગયો. ૪૭

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
अर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः॥ १॥



# अध्याय २ जो-सांख्ययोग

संजय उवाच । સંજય કહે છેઃ—

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

એ પ્રમાણે કૃપાના આવેશવાળા, આંસુભર્યાં વ્યાકુળ નેત્રવાળા અને ખેદ પામેલા તે અર્જુનપ્રત્યે મધુસૂદન શ્રીકૃષ્ણ ભગવાને આવું વચન કહ્યુંઃ ૧

श्रीभगवानुवाच । શ્રી ભગવાન કહે છેઃ—

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

આવા વિપરીત સ્થળમાં હે અર્જુન! આ અનાર્યોએ સેવેલો, સ્વર્ગને નહિ આપનારો અને અપકીર્તિકારક મોહ તને ક્યાંથી થઈ આવ્યો? ૨

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

હે પાર્થ ! આમ કાયર થા નહિ, તારા જેવાને એ છાજતું નથી; માટે હે પરંતપ! હૃદયની એ તુચ્છ દુર્બળતા ત્યજી દઇ ખડો થઇ જા. ૩

अर्जुन उवाच। અર્જુન કહે છે:—

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

હે મધુસૂદન! હે અરિસૂદન! યુદ્ધમાં પૂજનીય ભીષ્મ અને દ્રોણસામે હું બાણોથી કેમજ લડું? ૪

गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके । हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

એવા મહાનુભાવ ગુરુજનોને હણવા કરતાં તો આ લોકમાં ભિક્ષાનું અન્ન ખાવું શ્રેયસ્કર છે. કેમકે પદાર્થની કામનાવાળા ગુરુજનોને હણીને પણ આ લોકમાં હું લોહીથીજ ખરડાયલા ભોગો ભોગવીશ.૫

न चैतद्विद्मःकतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः । यानेव हत्वा न जिजीवि-षामस्तेऽवास्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

વળી અમારે માટે એમાંનું કયું વધારે સારૂં છે

અને અમે જીતીશું કે તેઓ અમને જીતશે, એ પણ અમે નથી જાણતા; તથા જેઓને હણીને અમે જીવવા નથી ઇચ્છતા તે કૌરવો તો સામેજ ઉભેલા છે! ૬

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः। यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

કૃપણતાના દોષથી મારો સ્વભાવ દબાઇ ગયો છે; અને સ્વધર્મનો નિર્ણય કરવામાં ચિત્ત મૂઢ બની ગયું છે તેથી આપને પૂછું છું. મારે માટે જે નક્કી કલ્યાણકારક હોય તે મને કહો. હું આપનો શિષ્ય છું; મને આપને શરણ આવેલાને ઉપદેશ આપો. ૭

न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् । अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

કેમકે આ પૃથ્વીમાં શત્રુવિનાનું અને સર્વ સમૃદ્ધિવાળું રાજ્ય પામું; અથવા દેવતાઓનું રાજ્ય પામું; તોપણ તેમાં હું આ ઈંદ્રિયોને શોષનારા મારા શોકને દૂર કરે એવો ઉપાય રહેલો જોતો નથી. ૮

संजय उवाच। સંજય કહે છેઃ—

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः।

न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥

પરમ તપસ્વી અને નિદ્રાજિત અર્જુન, શ્રીકૃષ્ણ-પ્રત્યે એવું કહીને તથા "યુદ્ધ નહિ કરૂં" એમ પણ ભગવાન ગોવિંદપ્રત્યે કહીને ચૂપ થયો. ૯

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥१०॥

હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે બેઉ સેનાની મધ્યે ખેદ પામતા તે અર્જુનપ્રત્યે હૃષીકેશ શ્રીકૃષ્ણ ભગવાને હસતા હોય તેમ આ વચન કહ્યું: ૧૦

श्रीभगवानुवाच । શ્રી ભગવાન કહે છે:—

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥११॥

જે શોક કરવા યોગ્ય નહિ તે વસ્તુનો તું શોક કરે છે અને વચનો જ્ઞાનીના જેવાં બોલે છે; પણ જ્ઞાનીઓ કાંઇ મરેલાનો કે જીવતાનો શોક કરતા નથી.

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥

કેમકે આ જન્મ પહેલાં કદી હું ન હતો, તું ન હતો કે આ રાજાઓ ન હતા એવું નથી; તેમ આ દેહા-

ન્ત પછી પણ આપણે સર્વ નહિ હોઇએ એવું નથી.

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तदा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥

વળી દેહધારી જીવાત્માને આ દેહમાં જેમ બાલ્યાવસ્થા; યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા અવશ્ય પ્રાપ્ત થાય છે; તેમ દેહ છૂટયા પછી તેને બીજો દેહ પણ અવશ્ય પ્રાપ્ત થાય છે. માટે ધીર મનુષ્ય એ દેહના વિષયમાં અજ્ઞાનીની પેઠે મોહ પામતો નથી. ૧૩

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥

એજ પ્રમાણે હે કૌંતેય! ટાઢ, ગરમી અને બીજા સુખ—દુઃખ આપનારા પદાર્થો તથા ઇંદ્રિયોના સંબંધો, એ પણ આવવા—જવાવાળાં અને નાશ પામનારાં છે; માટે હે ભારત! તેમનો વિયોગ પણ સહન કર. ૧૪

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥

કેમકે હે પુરુષશ્રેષ્ઠ! સુખ અને દુઃખને સમાન માનનારા જે ધીર પુરુષને આ ઇંદ્રિયો અને પદાર્થોના વિયોગ પીડા કરતા નથી; તેજ મોક્ષને યોગ્ય થાય છે.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥

"અસત્ (અનિત્ય) વસ્તુ અમર હોતી નથી અને સત્ વસ્તુનો નાશ થઈ શકતો નથી." એ બંને વિષે આવોજ સિદ્ધાંત તત્ત્વદર્શીઓએ જોયો—જાણ્યો છે. ૧૬

अविनाशी तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥

હવે એમાં અવિનાશી વસ્તુ તો તે શુદ્ધ આત્માનેજ જાણ, કે જેનાવડે આ બધું જગત ભરપૂર છે; તથા જે વધે ઘટે નહિ એવો છે; અને તેથી એ આત્માનો નાશ કરવાને કોઇ પણ સમર્થ નથી. ૧૭

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८॥

નાશવંત તો એ નિત્ય નાશરહિત, સર્વવ્યાપક, અવિકારી ને અમાપ એવા આત્માનાં આ શરીરોને કહેલાં છે; તેથી હે ભરતવંશી અર્જુન! યુદ્ધ કર. ૧૮

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥१९॥

જે કોઇ એ આત્માને હણનારો જાણે છે અને જે

એને હણાયલો માને છે; તે બંને ખરી વાત જાણતા નથી. કેમકે એ નથી હણતો કે નથી હણાતો. ૧૯

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

વળી એ આત્મા કદી પણ જન્મતો કે મરતો નથી; તથા એ પૂર્વે ન હતો કે ભવિષ્યમાં નહિ હોય એવું પણ નથી. અર્થાત્ એ અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન હોવાથી શરીર હણાયાથી હણાતો નથી. ૨૦

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥२१॥

હે પાર્થ ! એમ જે પુરુષ આ આત્માને અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકારી જાણે છે; તે શા કારણથી અને કોને હણશે તથા કોને હણાવશે? ૨૧

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि । तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥

કેમકે મનુષ્ય જેમ જુનાં વસ્ત્રો ત્યજી દઇને બીજાં નવાં વસ્ત્રો પહેરે છે; તેમ એ આત્મા પણ જૂનાં શરી-

રો ત્યજી દઇને બીજાં નવાં શરીરો ધારણ કરે છે. ૨૨

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥

એ અમર આત્માને તો નથી શસ્ત્રો છેદી શકતાં કે નથી એને અગ્નિ બાળી શકતો; નથી એને પાણી પલાળી શકતું કે નથી એને પવન સૂકવી શકતો. ૨૩

अच्छेद्योयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

કેમકે આ આત્મા છેદાય નહિ એવો, બળાય નહિ એવો, પલળે નહિ એવો તથા સૂકાય નહિ એવો હોવા ઉપરાંત સદાકાળ રહેનારો, સર્વત્ર રહેનારો, સ્થિર, અચળ અને સનાતન (અનાદિ) છે. ૨૪

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥

વળી આ આત્માને અવ્યક્ત (ઇંદ્રિયોથી જણાય નહિ એવો), અચિંત્ય (ચિત્તથી ચિંતવી પણ શકાય નહિ એવો) અને અવિકારી કહ્યો છે; માટે એને એવો જાણ્યા પછી તારે એનો શોક જ કરવો યોગ્ય નથી. ૨૫

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।

तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥

છતાં કદાપિ તું આ આત્માને સદા જન્મનારો અને મર્યાં કરનારો માની લે તોપણ હે મહાબાહો અર્જુન! તારે એનો શોક કરવો યોગ્ય નથી.૨૬

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥

કારણ કે જેમ જન્મેલાનું મૃત્યુ નક્કી છે, તેમ મરનારાનો જન્મ પણ નક્કી છે; માટે એ ટાળી ટળે નહિ એવી બાબતમાટે તારે શોક કરવો યોગ્ય નથી.૨૭

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥

હે ભારત! જન્મવા પહેલાં આ સર્વ પ્રાણી દેખાય નહિ તેવા અવ્યક્ત—અદૃશ્ય રૂપમાં હતાં, તેજ મધ્યકાળમાં આજે વ્યક્ત—દેખાય તેવાં થયાં છે; અને દેહાંત પછી પાછાં તે પ્રથમ હતાં તેવાં અવ્યક્ત—અદૃશ્યરૂપેજ થશે અને રહેશે. માટે એમાં શોક કેવો? ૨૮

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति
तथैव चान्यः। आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥

કોઇક–સાધનસંપન્ન સાધકજ એ આત્માને આશ્ચર્ય જેવો જોઇ શકે છે; અને એવો કોઇકિ–સાક્ષાત્કાર પામ્યો હોય તેજ એને આશ્ચર્યની પેઠે કહી શકે છે; તથા કોઇકિ–સાચો સાધકજ એને આશ્ચર્ય જેવો સાંભળે છે. બાકી બીજા કંઇએક તો એ શુદ્ધાત્માને સાંભળવા છતાં સમજી પણ શકતા નથી. ૨૯

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि॥३०**

હે ભારત ! આ આત્મા સર્વનાં શરીરોમાં સદાય અવધ્ય–માર્યો મરાય નહિ એવો છે; તેથી પણ તારે આ બધાં પ્રાણીઓ માટે શોક કરવો યોગ્ય નથી.૩૦

**स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते॥३१**

વળી તારો સ્વધર્મ જોતાં પણ તારે કંપી ઉઠવું યોગ્ય નથી, કેમકે ક્ષત્રિયને માટે ધર્મયુક્ત યુદ્ધ કરતાં વધારે કલ્યાણકારી બીજું કોઇ કર્તવ્ય નથી. ૩૧

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्॥३२**

અને હે પાર્થ! આવું દૈવેચ્છાથી સહજે પ્રાપ્ત થયેલું અને સ્વર્ગના ખુલ્લા દ્વારરૂપ ધર્મયુદ્ધ, એ તો

જે ક્ષત્રિયો ભાગ્યશાળી હોય તેમનેજ મળે છે. ૩૨

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि॥३३**

છતાં પણ જો તું આ ધર્મયુદ્ધ નહિ કરે તો સ્વધર્મસાથે કીર્તિ પણ ખોઇ બેસીને પાપજ પામીશ.

**अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम्।**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते॥३४॥**

એટલુંજ નહિ પણ લોકો સદા તારી અપકીર્તિ ગાયા કરશે, કે જે અપકીર્તિ તારા જેવા પ્રતિષ્ઠિત પુરુષ માટે મરણ કરતાં પણ વધારે દુઃખદાયક છે. ૩૪

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो भूत्वा यास्यासि लाघवम्॥३५**

વળી મહારથીઓ તો તને ભયનોજ માર્યો રણમાંથી હઠી ગયેલો માનશે અને તેથી જેઓમાં તું બહુ માન પામેલો છે, તેઓમાં પણ હલકો પડીશ. ૩૫

**अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।**
**निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम्॥३६**

એમાં પણ તારા શત્રુઓ તો તારા સામર્થ્યની નિંદા કરતી વખતે ન બોલવા જેવાં પુષ્કળ વચનો

બોલશે; અને એ કરતાં વધારે દુઃખ બીજું કયું ? ૩૬

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥३७॥

હવે લાભ તરફ જો કે, યુદ્ધમાં હણાયો તો સ્વર્ગને પામીશ અને જીત્યો તો પૃથ્વીને ભોગવીશ; માટે હે કૌંતેય ! યુદ્ધનો નિશ્ચય કરીને ખડો થઇ જા. ૩૭

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि॥३८॥

(ત્રીજા જિજ્ઞાસુને પૃથ્વી, સ્વર્ગ કે કીર્તિની પણ સ્પૃહા હોતી નથી; પરંતુ તેને મન સુખદુઃખાદિ સર્વ દ્વંદ્વો સમાન હોય છે. માટે તે દૃષ્ટિથી પણ) સુખ દુઃખ, લાભ અલાભ અને જય પરાજય, એ સર્વ પ્રત્યે સમદૃષ્ટિ કરીને તું યુદ્ધમાં જોડાઈ જા. કેમકે એ દૃષ્ટિથી પણ તને પાપ નહિ લાગે. ૩૮

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ३९

ઉપલી બુદ્ધિ તને 'જ્ઞાનયોગ'ની દૃષ્ટિથી કહી છે. હવે 'કર્મયોગ' વિષેની બુદ્ધિ કહું તે સાંભળ, કે જે બુદ્ધિને–જ્ઞાનને મેળવવાથી હે પાર્થ ! તું કર્મ-બંધનનો સંપૂર્ણ નાશ કરી શકીશ. ૩૯

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

વળી કર્મયોગને રસ્તે ચાલવામાં (કોઇ બાબત ઓછી કે અધુરી રહી જવાથી સકામ કર્મમાં થાય છે તેમ કાંઇ) થયું હોય તેટલું કાર્ય નષ્ટ, નિષ્ફળ કે પાપ-દાયક થતું નથી; પણ આ નિષ્કામ કર્મરૂપી ધર્મ તો થોડો પણ આચરી શકાયો હોય તો તે પણ તેના પ્રમાણમાં ઘણા મોટા ભયથી તારે છે—છોડાવે છે.૪૦

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥

આ કલ્યાણકારી માર્ગમાં ચાલનારાઓની બુદ્ધિ એક પરમાત્મપ્રાપ્તિનાજ નિશ્ચયવાળી હોય છે; (અને તેથી તે એકનિષ્ઠ રહી પ્રાપ્તવ્ય પણ ઝટ પામી શકે છે.) ત્યારે એ નિશ્ચયવગરના અજ્ઞાનીઓની બુદ્ધિઓ તો ઘણાજ ફાંટાવાળી તથા જેનો છેડો આવે નહિ એવી લોકપરલોકની અનંત ઇચ્છાઓવાળી હોય છે. ૪૧

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।

क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥

હે પાર્થ ! એવા કામનાઓથી ભરેલા અજ્ઞાનીઓ
ળ ફલશ્રુતિમાંજ પ્રીતિવાળા અને સ્વર્ગનેજ સ-
પરિ સમજનારા હોવાથી 'એથી ચઢિયાતું બીજું
ું નથી' એમ કહીને તેઓ કેવળ ભોગ અને ઐશ્વ-
તરફજ પ્રેરનારી, જન્મ તથા કર્મફળની સમજૂત
ાપનારી તથા પુષ્કળ ખાસ ક્રિયાઓ દર્શાવવા-
ળી પુષ્પ જેવી સુંદર ને કોમળ વાણી વદે છે.

ोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते॥४४॥

એવી આકર્ષક વાણીને લીધે જે મનુષ્યોનું ચિત્ત
ાગ અને ઐશ્વર્ય તરફ ખેંચાઈને આસક્ત થયેલું
ય છે; તેમના અંતઃકરણમાં પરમાત્મપ્રાપ્તિના નિ-
યવાળી યોગબુદ્ધિ જાગ્રત થઈ શકતી નથી. ૪૪

ुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
र्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान्॥४५

આ પ્રમાણે કર્મકાંડાત્મક વેદવિભાગો તો માત્ર
ા ત્રિગુણાત્મક અનિત્ય સંસારને અને સકામ
ોને દર્શાવવાવાળા છે; માટે હે અર્જુન! તું
ગુણાતીત (લોક-પરલોકની કાંઇ પણ ઇચ્છા-

વિનાનો, નિર્દ્વન્દ્વ (સુખ–દુઃખ, જય–પરાજય ઇત્યાદિ જોડકાંઓપ્રત્યે રાગદ્વેષ વિનાનો) તથા હમેશાં સાત્ત્વિક સ્થિતિવાળો, યોગક્ષેમની ચિંતાવિનાનો અને એક પરમાત્મામાંજ પ્રેમ અને કામનાવાળો થા. ૪૫

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः॥४६॥**

કેમકે નાની તળાવડીથી જે અર્થ સરે છે, તે અર્થ સર્વ તરફથી ભરપૂર વિશાળ જળાશયવડે તો સહેજે સરી રહે છે; તેમ વેદોમાં કહેલાં કર્મોને ફળોથી જે જે અર્થ સરે છે, તે સર્વ અર્થ બ્રહ્મને યથાવત્ જાણવાથી બ્રહ્મવેત્તાનો પણ સહજમાં સરે છે. ૪૬

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि॥४७॥**

તારામાં યોગ્યતા કર્મયોગમાં (નિષ્કામ અને નિર્દ્વંદ્વપણે કર્મ કરવામાં) પ્રવેશવા જેટલી આવી ચૂકી છે; ફળેચ્છાથીજ કર્મ કરી શકે એવી અલ્પ યોગ્યતા કદાપિ નથી. માટે હવે તું કર્મફળના હેતુવાળો થા નહિ; તેમ કર્મરહિત થવામાં પણ પ્રીત રાખતો નહિ.

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते॥**

અને હે ધનંજય ! હવે તો તું કર્મયોગમાં સ્થિર થઇને–અર્થાત્ ફળની આસક્તિ ત્યજીને તથા સિદ્ધિ-અસિદ્ધિ ઇત્યાદિ દ્વંદ્વોમાં સમદૃષ્ટિવાળો થઇને કર્મો-જ કરવા માંડ. કેમકે (નિરાસક્તિ અને સમદૃષ્ટિ-પૂર્વક કર્મો કરવાં) એનેજ કર્મયોગ કહે છે. ૪૮

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥

એવી યોગબુદ્ધિપૂર્વક કર્મો કરાય, તેના કરતાં તો ફળેચ્છાવાળાં કર્મ તુચ્છજ છે; અને એવા ફળના હેતુથી કર્મ કરનારાઓ પણ અત્યંત દીન–અર્થાત્ તુચ્છ–કંગાલ બુદ્ધિવાળા છે; માટે હે ધનંજય! તું તો હવે એ યોગબુદ્ધિનુંજ શરણ લે–આશ્રય લે. ૪૯

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगःकर्मसु कौशलम्॥५०

એ યોગબુદ્ધિવાળો મનુષ્ય (નિષ્કામ અને સમદૃષ્ટિવાળો હોવાથી) સુકૃત અને દુષ્કૃત–સારાં અને ખોટાં–બંને પ્રકારનાં કર્મ આ લોકમાંજ ત્યજી દઇ તેનાથી નિર્લેપજ રહે છે. માટે તું પણ એ યોગબુદ્ધિથીજ કર્મ કર અને હમેશાં ધ્યાનમાં રાખ કે, કર્મમાં એવી કુશળતા (નિષ્કામતા અને

સમદૃષ્ટિ) હોવી એનુંજ નામ યોગબુદ્ધિ છે. ૫૦

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥

અને એવો યોગબુદ્ધિવાળો પુરુષ કર્મજન્ય ફળોને અહીંનો અહીં ત્યજી દે છે તેથીજ તે આ સંસારમાં ફરી ફરીને જન્મવા—મરવાને લગતાં અનેક પ્રકારનાં દુઃખો અને બંધનોથી સદાને માટે મુક્ત થાય છે અને અનુપમ સચ્ચિદાનંદમય નિર્વિકાર પદને પામે છે.

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કીચડની પાર પહોંચી જશે, ત્યારેજ તું સાંભળેલાં તથા સાંભળવા જેવાં કર્મફળો ઉપર વૈરાગ્ય પામીશ. ૫૨

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥

કર્મ અને તેનાં ફળ સાંભળી સાંભળીને વિપરીત થયેલી તારી બુદ્ધિ જ્યારે એમ ઉપરામ બનીને પરમાત્મામાં અડગ નિષ્ઠાવાળી થશે; ત્યારેજ તું તે સમતા અને નિષ્કામતારૂપી યોગબુદ્ધિને પામીશ. ૫૩

अर्जुन उवाच । અર્જુન પૂછે છે:—

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम्॥**

હે કેશવ ! એવા પરમાત્મસમાધિમાં અડગ નિષ્ઠાવાળા સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણ કેવાં હોય એ યોગમાં સ્થિર બુદ્ધિવાળો કેવી રીતે બોલે કેવી રીતે ચાલે ? અને કેવી રીતે બેસે ? ૫૪

श्रीभगवानुवाच । શ્રી ભગવાન કહે છે:—

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते॥५५**

હે પાર્થ ! મનુષ્ય જ્યારે મનમાં ભરેલી સવ કામનાઓને ત્યજી દે છે અને આત્માથીજ આત્મામ સંતુષ્ટ રહે છે, ત્યારેજ તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥**

જેનું મન દુઃખોમાં ઉદ્વેગરહિત અને સુખોમ સ્પૃહારહિત છે તથા જેના રાગ, ભય અને ક્રોધ છૂટ ગયા છે; એવોજ મુનિ સ્થિરબુદ્ધિવાળો કહેવાય છે.

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**

नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता॥५७॥
જે મનુષ્ય સર્વત્ર પ્રીતિવિનાનો છે અને જે શુ
પદાર્થ પામીને આનંદ પામતો નથી તથા અશુભ પદા
પામીને દ્વેષ કરતો નથી; તેનીજ બુદ્ધિ સ્થિર રહે છે. ૫

यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता॥५८॥
જેમ કાચબો સર્વ અંગ સમેટી લે છે, તેમ આ મ
નુષ્ય પણ જ્યારે સર્વ તરફથી ઇંદ્રિયોને તેના તેના વિ
યોમાંથી ખેંચી લે છે ત્યારેજ તેની બુદ્ધિ સ્થિર થાય છે

विषया विनिवर्तंते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते॥५९॥
એ પ્રમાણે વિષયોને ગ્રહણ નહિ કરનારા મ
ષ્યની ઇંદ્રિયોથી વિષયો દૂર થાય છે, છતાં તેનાપ્ર
તેની રસવૃત્તિ રહી જાય છે; પરંતુ તે પણ તે સ
રસોના રસરૂપ અને સુખોના સુખરૂપ પરમાત્માને
સાક્ષાત્કાર થતાં અવશ્ય નિવૃત્ત થઈ જાય છે. ૫૯

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः॥६०॥
तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।

वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

માટે હે કૌંતેય! (એ સ્થિતિએ પહોંચ્યા અગાઉ તો) પ્રયત્ન કરનારા બુદ્ધિમાન સાધકના મનને તેની જોરાવર ઇંદ્રિયો (અનુભવેલી રસવૃત્તિને લીધે) વિષયોમાં પરાણે ખેંચી જાય છે. માટે તે યત્નવાન સાધકે સર્વ ઇંદ્રિયો વશ રાખવા ઉપરાંત ચિત્તને પણ મારામાં (પરમાત્માના ધ્યાન–ચિંતન, કથા–કીર્તન, શ્રવણ–મનન, ભજન–પૂજન ઇત્યાદિ પૈકી અનુકૂળ પડે તે તે પ્રકારે સદા અંતરંગ સાધનામાં) જોડી રાખીને મારેપરાયણ થઇ રહેવું જોઇએ. કેમકે એ પ્રમાણે જેની ઇંદ્રિયો મનસહિત વશ હોય, તેનીજ બુદ્ધિ સ્થિર થાય છે. ૬૦,૬૧

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

અને જે (માત્ર ઇંદ્રિયોનેજ રોકીને મનવડે) વિષયોનું ચિંતન કર્યા કરે છે; તેને વળી પાછી વિષયોમાં રુચિ ઉપજે છે; રુચિમાંથી કામના ઉપજે છે; કામનામાંથી ક્રોધ ઉપજે છે; ક્રોધમાંથી મોહ થાય છે; મોહથી સ્મૃતિમાં ભ્રમ થાય છે; સ્મૃતિ-

ભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનાશથી સાધકની અધોગતિ થાય છે. ૬૨,૬૩

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन्।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥

પરંતુ સ્વાધીન અંતઃકરણવાળો યોગી પોતાની વશ કરેલી રાગદ્વેષરહિત ઇંદ્રિયોવડે વિષયોમાં વિચરવા છતાં પણ પરમાત્માના પ્રસાદને (કૃપાને) પામે છે.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥

પરમાત્માની કૃપા પામવાથી એ યોગીનાં બધાં દુઃખ હણાઇ જાય છે; અને તેથી એ પ્રસન્નચિત્તવાળો થઇ એની બુદ્ધિ પણ શીઘ્ર સ્થિર થાય છે.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतःशांतिरशांतस्य कुतःसुखम्॥६६॥

અયોગી મનુષ્યમાં તો યોગબુદ્ધિ પણ નહિ ને (ઉન્નત) થવાની ભાવના પણ નહિ; અને જેનામાં ભાવના સુદ્ધાં ન હોય તેનામાં શાંતિ પણ નજ હોય; એટલે એ અશાંત મનુષ્યને સુખ તો હોયજ ક્યાંથી ? ૬૬

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।

तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥

કારણ કે જેમ વાયુ જળમાં નાવને ખેંચી જાય છે; તેમ આ અયોગી મનુષ્યની વિષયોમાં વિચરતી ઇંદ્રિયોમાંની જે પણ ઇંદ્રિય સાથે તેનું મન જોડાય છે; તે ઇંદ્રિય તરતજ તેની બુદ્ધિને ખેંચી જાય છે. ૬૭

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणींन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता॥६८॥

તે માટે હે મહાબાહો ! ચિત્ત ઉપરાંત જેની ઇંદ્રિયો પણ સર્વ પ્રકારે વિષયોથી રોકેલી હોય તેનીજ બુદ્ધિ પ્રતિષ્ઠિત–સ્થિર–થઇ શકે છે. ૬૮

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ६९

આ પ્રમાણે જે યોગબુદ્ધિ (સ્થિર કરી શકાય તેવી છે, છતાં પણ) સર્વ પ્રાણીઓને રાત્રિ જેવી (નહિ જાગવા જેવી–ખાડામાં નાખનારી–અમલમાં નહિ લાવવા જેવી–ઉંઘવા જેવી) ભાસે છે; તે યોગબુદ્ધિમાં સંયમી યોગી જાગૃત–તત્પર–રહેતો હોય છે; અને સર્વ પ્રાણીઓ જે અયુક્ત બુદ્ધિને અનુસરવામાં જાગૃ-ત–તત્પર–રહે છે; તે અયુક્ત બુદ્ધિને વિચારશીલ મુનિ ( સાચો સાધક ) રાત્રિ જેવી ( ખાડામાં નાખ-

નારી-ધ્યાન નહિ આપવા જેવી) જાણે છે. ૬૯

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् । तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥

સમુદ્ર અચળ પ્રતિષ્ઠાવાળો અને સર્વ તરફથી ભરપૂર છતાં પણ તેમાં જેમ સર્વ તરફથી આવ્યા કરતાં સર્વ પ્રકારનાં પાણી (કશો વિકાર ઉપજાવ્યા સિવાય) સમાતાં રહે છે; તેની પેઠે જે પુરુષમાં સર્વ પ્રકારની કામનાઓ (તેને ચલાયમાન કર્યા સિવાય) સમાઇ જાય છે, તેજ સાચી શાંતિને પામે છે; કામનાઓ પૂરી કરવા ઇચ્છનારો નહિ. ૭૦

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१॥

કારણ કે જે મનુષ્ય સર્વ કામનાઓને ફેંકી દઇને નિઃસ્પૃહ, મમતારહિત અને અહંકારરહિત થઇ વિચરે છે; તેજ શાંતિને પ્રાપ્ત થાય છે. ૭૧

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥७२

(અને આ કાંઇ સામાન્ય શાંતિની વાત નથી;

પણ) હે પાર્થ! આ તો બ્રાહ્મી સ્થિતિની (બ્રહ્મ-દર્શન પામેલા બ્રહ્મવેત્તાની સ્થિતિની) વાત છે, કે જે સ્થિતિને પામેલો મનુષ્ય કશામાં મોહ નહિ પામતાં અંતકાળે પણ એજ નિષ્ઠામાં સ્થિત થઇને (પુનઃ જન્મમરણમાં આવવું પડે નહિ એવા) બ્રહ્મનિર્વાણને પામે છે. ૭૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योग-
शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम
द्वितीयोऽध्यायः ॥ २ ॥





# अध्याय ३ जो-कर्मयोग

अर्जुन उवाच । અર્જુન કહે છે:-

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

હે જનાર્દન! (આગળ કહ્યું તેમ) જો આપ કર્મયોગની પ્રવૃત્તિ કરતાં જ્ઞાનયોગની સ્થિર બુદ્ધિને શ્રેષ્ઠ માનતા હો; તો હે કેશવ! આ યુદ્ધરૂપી ઘોર કર્મમાં મને શામાટે જોડો છો? અને શામાટે દ્વિઅર્થી જેવાં વચનોથી મારી બુદ્ધિને મોહ પમાડવા જેવું કરો છો? માટે મને તો એ બેમાંથી એકજ વાત નિશ્ચય કરીને કહો કે જેથી હું કલ્યાણને પામું. ૧,૨

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:-

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।

ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥
न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥

હે નિષ્પાપ અર્જુન! આ લોકમાં જ્ઞાનીઓની જ્ઞાનયોગવડે અને યોગીઓની કર્મયોગવડે, એમ સિદ્ધિ માટે બે પ્રકારની નિષ્ઠા ઉપયોગી છે, તે મેં પ્રથમ કહી; પરંતુ માણસ કર્મનો આરંભ કરે નહિ તેથી જેમ તે નૈષ્કર્મ્ય સિદ્ધિને (મોક્ષને) પામતો નથી; તેમ માત્ર કર્મસંન્યાસથી (કર્મો કરવાં છોડી દે તેથી) પણ સિદ્ધિને પામતો નથી. ૩,૪

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥

કારણકે કર્મ કર્યાવિના કોઈ પણ ક્ષણમાત્ર રહી શકતો નથી અને પ્રકૃતિજન્ય ગુણો પરાણે પણ સર્વ કર્મો કરાવે છે. ૫

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥

જે મૂઢ મનુષ્ય કર્મેંદ્રિયોને રોકે, પણ મનવડે ઇંદ્રિયોના વિષયોનું સ્મરણ કરતો રહે; તે તો

મિથ્યાચારી–વૃથા પ્રયત્ન કરનારો કહેવાય છે. ૬

**यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन।**
**कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥**

(માટે એ કરતાં) તો હે અર્જુન! જે ઇંદ્રિયોને નિયમમાં રાખીને તથા મનવડે વિષયોમાં અનાસક્ત રહીને કર્મેંદ્રિયોવડે કર્મયોગ આરંભે છે તેજ શ્રેષ્ઠ છે.

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥**

(તારી પ્રકૃતિ જોતાં પણ કર્મ ન કરવા કરતાં કર્મ કરવું એજ શ્રેષ્ઠ છે. માટે) તું તો તારે માટે નિર્માણ થયેલું આ યુદ્ધકાર્યજ કર. કેમકે આ કાર્ય ન કરવાથી તારી શરીરયાત્રા પણ સિદ્ધ નહિ થાય. ૮

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥९॥**

આ લોકો યજ્ઞાર્થે (પ્રભુપ્રીત્યર્થે) કર્મો નહિ કરતાં બીજાં સકામ કર્મો કર્યા કરે છે તેથીજ તેઓ કર્મબંધનમાં પડે છે. માટે હે કૌંતેય! તું આસક્તિથી છૂટીને યજ્ઞાર્થેજ કર્મ કરવા માંડ. ૯

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।**

अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥
देवान्भावयतानेन ते देवा भावयंतु वः।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥
इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥१२॥

પૂર્વે પ્રજાની સાથેજ યજ્ઞ સૃજીને પ્રજાપતિએ કહ્યું છે કેઃ–"આ યજ્ઞ કરતા રહીને તમે વૃદ્ધિ પામો; અને એ તમને ઇચ્છિત પદાર્થ આપનારો થાઓ. આ યજ્ઞદ્વારા તમે દેવતાઓની સંભાવના (ભાવભક્તિ) કરો અને દેવો તમને પ્રભાવશાળી કરો. આ પ્રમાણે એકબીજાને પ્રભાવિત કરતા થકા તમે પરમકલ્યાણને પામશો. યજ્ઞથી પ્રભાવિત થયેલા દેવતાઓ તમને ઇષ્ટ પદાર્થો આપશે; પરંતુ તેમણે આપેલા પદાર્થ પાછા તેમને અર્થે (દાન, સેવા, યજ્ઞાદિમાં) આપ્યા વિના જે ભોગવે છે તે તો ચોરજ છે." ૧૦–૧૨

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१३॥

કેમકે યજ્ઞનું બચેલું જમનારા સજ્જનો સર્વ પાપોથી મુક્ત થાય છે; અને જે પાપીઓ માત્ર પોતા-

નેજ માટે રાંધે છે તેઓ તો પાપજ ખાય છે. ૧૩

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥

પ્રાણીઓ અન્નથી પેદા થાય છે; અન્ન વરસાદથી ઉપજે છે; વરસાદ યજ્ઞથી વરસે છે; યજ્ઞ, કર્મ કરવાથી થાય છે; કર્મ વેદબ્રહ્મની પ્રેરણાથી ઉપજેલું છે; અને વેદબ્રહ્મની ઉત્પત્તિ અક્ષરબ્રહ્મથી છે; માટે એ સર્વ-વ્યાપી અક્ષર બ્રહ્મને યજ્ઞમાં પણ સદાય રહેલો જાણ.

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥

હે પાર્થ! આ લોકમાં આવી રીતે પરમાત્માએ પ્રવર્તાવેલા યજ્ઞરૂપી ચક્રને જે અનુસરતો નથી-ચલાવતો નથી; તે ઇંદ્રિયલંપટ મનુષ્ય પાપી જીવન-વાળો હોઇને વૃથાજ જીવે છે. ૧૬

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥

પરંતુ જે મનુષ્ય પરમાત્મામાંજ પ્રીતિવાળો, પર-

આત્માના સાક્ષાત્કારથી તૃપ્ત-કૃતાર્થ-થયેલો અને (બાહ્ય બાબતોમાં પણ) ઈશ્વરેચ્છાપર સંતુષ્ટ રહેનારો હોય; તેને માટે કશું કર્તવ્ય રહેતું નથી.૧૭

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥

કેમકે આ સંસારમાં તેને કર્મ કરીને કશો લાભ મેળવવાનો હોતો નથી અને નહિ કરવાથી કશી હાનિ થતી નથી; તેમ કોઇ પણ પ્રાણી સાથે તેના લાભાલાભનો કશો સંબંધ હોતો નથી. ૧૮

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥

માટે (તારે પણ તેવો-જીવનમુક્ત-બનવું હોય તો) આસક્તિવિનાનો થઇને કર્તવ્ય કર્મ સતતપણે અને રૂડે પ્રકારે કર. કેમકે અનાસક્ત થાય તેજ કર્મ કરતો છતો પરમ સિદ્ધિ (મોક્ષ)ને પામે છે. ૧૯

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

જનકાદિ મહાત્માઓ પણ એમ નિષ્કામ કર્મથી પરમ સિદ્ધિ(મોક્ષ)ને પામ્યા છે. વળી લોકસંગ્રહ લોકહિત જોતાં પણ તારે કર્મ કરવું ઉચિત છે. ૨૦

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥

કેમકે શ્રેષ્ઠ પુરુષ જે જે આચરણ કરે છે, તે તે અન્ય જનો પણ કરે છે; અને જે વાતને તે પ્રમાણ-ભૂત (યોગ્ય) ઠરાવે છે તેને અનુસરીને લોકો વર્તે છે.૨૧

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

હે પાર્થ! ત્રણે લોકમાં મારે નથી તો કશું કર્તવ્ય કે નથી કશું ન મળ્યું હોય એવું મેળવ-વાનું; છતાં પણ હું કર્મમાં વર્તું છું. ૨૨

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥

કારણકે જો હું કર્મમાં વર્તવા સાવધ ન રહું તો હે પાર્થ! મનુષ્યો સર્વ રીતે મારાજ માર્ગને અનુસરે.૨૩

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥

જો હું કર્મ ન કરૂં તો આ બધા લોકનો ઉચ્છેદ થાય અને તેથી વર્ણસંકરનો કર્તા તથા એ બધી પ્રજાને મહાન હાનિ કરનારો થાઉં. ૨૪

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥

માટે હે ભારત! કર્મફળમાં આસક્ત અજ્ઞાની જનો જેવી રીતે કર્મો કરે છે; તેવીજ રીતે લોકસંગ્રહને (લોકહિતને) ઇચ્છનારા અનાસક્ત જ્ઞાનીએ કર્મ કરવું જોઇએ. ૨૫

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥

વળી જ્ઞાની પુરુષ, કર્મફળમાં આસક્તિવાળા અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદ (અશ્રદ્ધા-વિક્ષેપ) ઉપજાવતો નથી; પરંતુ પોતે પરમાત્મામાં યુક્ત રહેતો થકો સર્વ કર્મો રૂડે પ્રકારે કરતો રહીને પોતાના વર્તનથી પણ તેમને ઉત્સાહ આપે છે. ૨૬

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥

કર્મો તો સર્વત્ર પ્રકૃતિના ગુણોવડેજ કરાય છે; છતાં અહંકારી વિમૂઢાત્મા "હું કર્તા છું" એમ માને છે.૨૭

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥२८॥

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥२९

હે મહાબાહો! ગુણોના અને ગુણોવડે કરાતાં કર્મોના વિભાગને જાણનારો તત્ત્વજ્ઞાની તો "ગુણો ગુણોમાં વર્તે છે" એમ માનીને આસક્ત થતો નથી; અને પ્રકૃતિના ગુણોમાં (અહંતા-મમતાથી) મોહી પડેલા મંદ બુદ્ધિવાળાજ ગુણોવડે કરાતાં કર્મોમાં (પોતાને કર્તા માનીને) આસક્ત રહે છે; છતાં એવા અધુરા જ્ઞાનવાળાને (તે ઉભયભ્રષ્ટ ન થઇ પડે તે માટે) પૂર્ણજ્ઞાની સકામ કર્મોથી ચલાયમાન કરે નહિ.

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्ध्यस्व विगतज्वरः ॥३०

તું પણ અધ્યાત્મનિષ્ઠ ચિત્તથી સર્વ કર્મો મને સમર્પણ કરતો રહી ફળની આશા, અહંતા-મમતા તથા શોકસંતાપ ત્યજી દઇને યુદ્ધ કર. ૩૦

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥३१॥

જે શ્રદ્ધાવાન અને દોષબુદ્ધિવિનાના મનુષ્યો આ મારા મતાનુસાર સદા ચાલે છે; તેઓ પણ કર્મબંધનથી મુક્ત થાય છે. ૩૧

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥

પરંતુ જે દોષદૃષ્ટિવાળાઓ મારા આ મતાનુસાર વર્તતા નથી એવા સમગ્ર જ્ઞાનમાં મોહવશ થઇ ગયેલા (અવળી બુદ્ધિએ ચઢી ગયેલા) મહામૂઢ માણસોને તું અસાવધ અને નાશ પામેલા જાણ. ૩૨

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति॥३३॥

બધાંય ભૂત–પ્રાણી પોતપોતાની પ્રકૃતિને અનુસરે છે; અને જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે.* ત્યાં પછી (તું તારી ક્ષાત્રપ્રકૃતિ વિરુદ્ધ જઇને યુદ્ધની ના પાડે છે તે તારો) નિગ્રહ શું કરી શકશે ? ૩૩

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥

હા, ઇંદ્રિયોને જે પોતપોતાના અનુકૂળ વિષયોમાં રાગ અને પ્રતિકૂળ વિષયોમાં દ્વેષ રહેલા છે, તેમને વશ થવું નહિ; કારણ કે એ બંને કલ્યાણના માર્ગમાં આડા આવનારા–શત્રુ છે. ૩૪

* ફેર એ કે, અજ્ઞાની સ્વપ્રકૃતિને અવળે રસ્તે વાપરી અધોગતિ પામે છે; ને જ્ઞાની સન્માર્ગે વાપરી ઉન્નત થાય છે.

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥**

બીજાએ આચરેલા તેના ધર્મ કરતાં પોતાનો ધર્મ ઓછા ગુણવાળો હોય તોપણ તેજ શ્રેયસ્કર છે; એટલુંજ નહિ પણ સ્વધર્મ પાળતાં મરવું એ પણ કલ્યાણકારી છે; અને પરધર્મ તો ભયકારકજ છે. ૩૫

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ३६**

તોપછી હે કૃષ્ણ! ઇચ્છા ન હોય તોપણ આ પુરુષ કોનાથી પ્રેરાઇને પરાણે જોડેલાનીપેઠે પાપકર્મ આચરે છે?

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥**

એ (પાપમાં પ્રેરનારો) તો આ રજોગુણમાંથી ઉપજેલો અને અગ્નિની પેઠે ભોગોથી ધરાય નહિ એવો 'કામ' છે; અને આ મહાપાપી 'ક્રોધ' પણ એજ છે; માટે આ સંસારમાં એનેજ તું ખરો વૈરી જાણ. ૩૭

**धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।**

यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥

કેમકે જેમ ધૂમાડાથી અગ્નિ અને મેલથી આરસી ઢંકાઇ જાય છે; કિંવા જેમ ઓરથી ગર્ભ ઢંકાયલો હોય છે; તેમ એ કામથીજ આ જ્ઞાન ઢંકાયલું રહે છે.

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९॥

હે કૌંતેય! અગ્નિની પેઠે ધરાય નહિ એવો જે જ્ઞાનીઓનો પણ 'કામ'રૂપી નિત્યનો વૈરી, તેનાથીજ માણસોનું જ્ઞાન ઢંકાયલું રહે છે. ૩૯

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥

આ કામરૂપી શત્રુનાં રહેઠાણ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ કહેવાય છે; અને તેમનાજવડે તે આત્મજ્ઞાનને ઢાંકી દઇને જીવાત્માને વિષયોમાં મોહિત કરે છે. ૪૦

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजाहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥

તે માટે હે ભરતશ્રેષ્ઠ! તું પ્રથમ ઇંદ્રિયોને વશ કરીને એ જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનારા 'કામ' રૂપી મહાપાપીને તો હણીજ નાખ. ૪૧

**इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥**

જો કે ઇંદ્રિયો પ્રબળ કહી છે, પરંતુ ઇંદ્રિયો કરતાં પણ મન પ્રબળ છે; મન કરતાં બુદ્ધિ પ્રબળ છે અને બુદ્ધિ કરતાં પણ (કામરૂપી શત્રુને બળવાન કહ્યો છે; પરંતુ તેના કરતાં પણ) તે આત્મા અપાર બલિષ્ઠ છે. (અને તેથીજ તે પરમાત્મા કહેવાય છે.) ૪૨

**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥**

માટે એ પ્રમાણે એ આત્માને બુદ્ધિથી (અને કામરૂપી શત્રુથી પણ) અત્યંત પ્રબળ જાણીને તથા બુદ્ધિદ્વારા મનને (અનાત્મ પદાર્થોમાંથી કાઢી લઈ સચ્ચિદાનંદ પરમાત્મામાં) સ્થિર કરીને હે મહાબાહો! એ દુર્જય કામરૂપી શત્રુને હણી નાખ. ૪૩

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥





# અધ્યાય ૪ થો–કર્મબ્રહ્માર્પણયોગ

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥

આ જે અવિનાશી કર્મયોગ કહું છું, તે મેં પૂર્વે વિવસ્વતને કહ્યો હતો; વિવસ્વતે તે મનુને કહેલો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. ૧

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥

એ પ્રમાણે પરંપરાથી પ્રાપ્ત થયેલો આ યોગ રાજર્ષિઓ જાણતા હતા; પરંતુ હે પરંતપ! તે યોગ આ લોકમાં લાંબા કાળથી નાશ પામ્યો છે. ૨

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥

તેજ આ પુરાતન યોગ હવે મેં તને એટલામાટે

કહ્યો છે કે તે સર્વોત્તમ પદને આપનારો અને રહ-સ્યરૂપ છે તથા તું મારો ભક્ત અને સખા છે. ૩

अर्जुन उवाच। અર્જુન કહે છે:—

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥

આપનો જન્મ તો હમણાંનો છે અને વિવસ્વતનો જન્મ બહુ પ્રાચીન છે; એટલે આ યોગ આપે આદિકાળમાં કહ્યો હતો, એમ હું કેવી રીતે જાણું? ૪

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છે:—

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

હે પરંતપ! મારા અને તારા પુષ્કળ જન્મો થઈ ગયા છે. તે બધા હું જાણું છું અને તું નથી જાણતો.

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥

હું અજન્મા, અવિનાશી અને સર્વ ભૂતોનો ઈશ્વર છતાં પણ મારી પ્રકૃતિનો અંગીકાર કરીને મારી માયાવડે સંસારમાં પ્રગટ થાઉં છું. ૬

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।

अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

કારણકે જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે અને અધર્મ જોર પકડે છે; ત્યારે ત્યારે હે ભારત! સાધુજનોના ઉદ્ધાર માટે, દુષ્ટજનોના સંહાર માટે અને ધર્મની સંસ્થાપના અર્થે હું યુગે યુગે આત્માને સૃજું છું અને પ્રકટ થાઉં છું. ૭,૮

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९

મારાં આવાં જન્મ અને કર્મ દિવ્ય હોય છે; એમ જે તત્ત્વથી જાણે છે તે હે અર્જુન! દેહ તજ્યા પછી પુનર્જન્મને નહિ પામતાં મનેજ પામે છે. ૯

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥

રાગ, ભય અને ક્રોધરહિત થયેલા; અનન્ય-ભાવે મારામાંજ મનવાળા; સર્વભાવે મારે શરણે આવેલા અને જ્ઞાનરૂપી તપવડે પવિત્ર થયેલા; એવા પુષ્કળ મનુષ્યો મારા પરમાત્મભાવને પ્રાપ્ત થયા છે.

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥११॥

કેમકે જે મનુષ્યો જે પ્રકારે મને ભજે છે, તેમને તેજ પ્રકારે હું ભજું છું; અને તેથી હે પાર્થ! બુદ્ધિમાન મનુષ્યો તો સર્વભાવથી મારાજ માર્ગપર ચાલે છે.

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥

આ મનુષ્યલોકમાં કર્મોનાં ફળરૂપી સિદ્ધિ ઇચ્છિનારાઓ દેવતાઓને પૂજે છે; અને તેથી કર્મજન્ય ફળસિદ્ધિ પણ શીઘ્રજ થાય છે. ૧૨

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥

ગુણ અને કર્મના વિભાગને અનુસરીને મેં ચાર વર્ણાશ્રમવાળી સંસ્થા સૃજી છે; છતાં મને એના કર્તાને પણ તું અકર્તા ને અવિકારી જાણ. ૧૩

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥१४

કારણ કે મને કર્મફળની સ્પૃહા નથી, તેથી કર્મો મને લેપન કરી શકતાં નથી; અને જે કોઈ મને એવો

સમજે છે, તે પણ કર્મોથી બંધાતો નથી. ૧૪

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥**

પૂર્વના પણ મુમુક્ષુઓએ એવું સમજીનેજ નિષ્કામ કર્મ કરેલું છે. તે માટે તું પણ પરાપૂર્વથી પૂર્વજોદ્વારા કરાતું આવેલું નિષ્કામ કર્મ આચર. ૧૫

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥**

પરંતુ કર્મ એટલે શું અને અકર્મ એટલે શું ? આ વિષયમાં પંડિતો પણ મોહ પામ્યા છે (ભૂલ્યા છે); માટે હવે તને તે કર્મો વિષે રૂડે પ્રકારે સમજાવીશ, કે જે જાણીને તું અશુભથી છૂટીશ. ૧૬

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥**

કરવા યોગ્ય કર્મવિષે, વિકર્મ (નહિ કરવા યોગ્ય) કર્મવિષે, તેમજ અકર્મવિષે પણ યથાવત્ સમજવું જોઇએ. કેમકે કર્મની ગતિ ગહન છે. ૧૭

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८**

જે (અહંતા-મમતા વગરના) કર્મમાં અકર્મને અને (અજ્ઞાનપૂર્વકના) અકર્મમાં (કર્મ ન કરવામાં) કર્મને જુએ છે; તેજ મનુષ્યોમાં બુદ્ધિમાન છે; તે યોગી છે અને તે સર્વ કર્મોનો કર્તા છે. ૧૮

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥१९॥

જેના સર્વ સમારંભ (કાર્યારંભ) કામનાથી અને સંકલ્પથી રહિત છે; એવા જ્ઞાનરૂપી અગ્નિવડે બળી ગયેલાં કર્મવાળાને બુદ્ધિમાનો પંડિત કહે છે. ૧૯

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः॥२०॥

અને જે કર્મોનાં ફળ તથા કર્તાપણાનો અહંભાવ તજીને સદાય (પરમાનંદ પરમાત્મામાં) તૃપ્ત રહેનારો, અને લૌકિક આશ્રયવિનાનો હોય; તે કર્મમાં પ્રવૃત્ત રહે તોપણ કશુંજ કરતો નથી. ૨૦

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥२१॥

એવો આશારહિત, સ્વાધીન ચિત્તવાળો તથા સર્વ સંગ્રહોને ત્યજનારો પુરુષ કેવળ શરીરસંબંધી કર્મ કરવાથી પાપને પામતો નથી. ૨૧

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥

વળી જે દૈવેચ્છાથી આવી મળેલામાં સંતોષી, સુખદુઃખાદિ જોડકાંમાં રાગદ્વેષવિનાનો અને કાર્યની સિદ્ધિ–અસિદ્ધિમાં સમદૃષ્ટિવાળો હોય; તે પણ કર્મ કરવા છતાં તેનાથી બંધાતો નથી. ૨૨

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥

કેમકે એવા આસક્તિરહિત અને જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા જીવનમુક્ત તરફથી યજ્ઞ અર્થે આચરાતાં સમગ્ર કર્મ નષ્ટ થઈ જાય છે. ૨૩

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

અર્પણક્રિયા બ્રહ્મ છે; હોમવાની વસ્તુ બ્રહ્મ છે; બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોમનારે હોમેલું પણ બ્રહ્મ છે; અને એવી બ્રહ્મબુદ્ધિવાળી કર્મસમાધિને સેવનારનું ગંતવ્ય(પામવા યોગ્ય) સ્થાન પણ બ્રહ્મજ હોય છે.

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥

વળી બીજા યોગીઓ દૈવયજ્ઞને ઉપાસે છે; તો બીજા યોગી યજ્ઞવડે યજ્ઞનોજ બ્રહ્માગ્નિમાં હવન કરે છે.

**श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥२६॥**
**सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥**
**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।**
**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥**

બીજા યોગીઓ કાન વગેરે ઇંદ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે; તો બીજા શબ્દાદિ વિષયોને ઇંદ્રિયોરૂપ અગ્નિમાં હોમે છે. બીજા યોગીઓ સર્વ ઇંદ્રિયોનાં તથા પ્રાણોનાં કર્મોને જ્ઞાનવડે પ્રદીપ્ત થયેલા ચિત્તસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે; તો બીજા દૃઢવ્રતવાળા યતિઓ કોઇ દ્રવ્યયજ્ઞવાળા, કોઇ તપોયજ્ઞવાળા, કોઈ યોગયજ્ઞવાળા અને કોઈ સ્વાધ્યાયરૂપી જ્ઞાનયજ્ઞ કરનારા હોય છે. ૨૬-૨૮

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।**
**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥**
**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।**

सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥

બીજા પ્રાણાયામપરાયણ યોગીઓ પ્રાણ અ
અપાનની ગતિ રોકીને અપાનવાયુમાં પ્રાણવાયુ હો
છે તો કેટલાક પ્રાણવાયુમાં અપાનવાયુને હોમે છે
તથા બીજા નિયમિત આહારવાળા યોગી પ્રાણે
નેજ પ્રાણોમાં હોમે છે. (આમ પોતપોતાને ઠીક પ
તે તે) યજ્ઞદ્વારા પોતાનાં પાપ ખપાવનારા સર્વ પ્ર
કારના યોગીઓ યજ્ઞના અનુભવી–જાણકાર હોય છે

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम॥३

એવા યજ્ઞના અવશિષ્ટ (છેવટ–પ્રસાદ–પરિણામ
અનુભવ) રૂપી અમૃતને જમનારા–પચાવનારા–પ
પરબ્રહ્મ પરમાત્માને અવશ્ય પામે છે. યજ્ઞરહિત માણ
સનો તો આ લોકજ સિદ્ધ થતો નથી; તો પછી
કુરુશ્રેષ્ઠ! પરલોક તો ક્યાંથીજ સિદ્ધ થાય! ૩૧

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वान् एवं ज्ञात्वा विमोक्ष्यसे ।

ઉપર જણાવ્યા જેવા જે ઘણા પ્રકારના યજ્ઞ
બ્રહ્મના મુખરૂપ વેદોમાં વિસ્તારથી કહ્યા છે; તે બધ
કર્મથીજ થનારા જાણ. એમ જાણવાથીજ (તું કર્મ

ત્યાગના અને અનિત્ય પદાર્થોના મોહથી) મુક્ત થઈશ.

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज् ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥

હે પરંતપ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય યજ્ઞ અત્યંત શ્રેષ્ઠ છે. કારણ કે હે પાર્થ! બધાં કર્મો જ્ઞાનમાં પૂરેપૂરાં સમાઇ જાય છે. ૩૩

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥
यज्ज्ञात्वा न पुनर्मोहम् एवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५

એ જ્ઞાન તું પ્રણામ કરીને, પ્રશ્નો કરીને અને સેવા કરીને મેળવી શકીશ; અને જે જ્ઞાની ઉપરાંત તત્ત્વદર્શી (પરમાત્માનો સાક્ષાત્કાર પામેલો) હશે તેજ તને એ જ્ઞાન યથાવત્ ઉપદેશી શકશે, કે જે જ્ઞાનને જાણીને ફરી તું આવો મોહ નહિ પામે; અને જેનાવડે હે પાંડવ! તું બધાં ભૂતોને પોતામાં અને મારામાં—પરમાત્મામાં—રહેલાં જોઇ શકીશ. ૩૪,૩૫

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥

તું કદાચ બધા પાપીઓથી વધારે પાપ કરનારો હોઇશ તોપણ એ જ્ઞાનરૂપી નૌકાવડે તું તે પાપરૂપી સમુદ્રને નિશ્ચય તરી જઇશ. ૩૬

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा॥३७॥

હે અર્જુન! જેમ સળગેલો અગ્નિ લાકડાંને ભસ્મીભૂત કરી નાખે છે; તેમ જ્ઞાનરૂપી અગ્નિ બધાં કર્મોને ભસ્મીભૂત કરી દે છે. ૩૭

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति॥३८॥

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति॥३९॥

ખરેખર! આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર કરનારૂં કશુંજ નથી. યોગસંસિદ્ધ થવા ઇચ્છનારો મનુષ્ય (જો આદરી બેસે તો તે પોતાની મેળે પણ વિચાર કરતાં કરતાં) એ જ્ઞાન કાળે કરીને પોતાના અંતરમાં જાણી શકે છે; પરંતુ જો તે જિતેંદ્રિય અને જ્ઞાન પાછળ તત્પર રહેનારો મનુષ્ય શ્રદ્ધાવાળો હોય છે; તો તે એ જ્ઞાનને શીઘ્ર પામે છે; અને તેથી

પરમાત્મદર્શનપૂર્વક પ્રાપ્ત થતી પરમશાન્તિને—જીવનમુક્ત દશાને—પણ સત્વર પામે છે. ૩૮,૩૯

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥**

અને જે છેકજ અજ્ઞાની, શ્રદ્ધારહિત તથા સંશયાત્મા હોય છે, તે તો નાશજ પામે છે. કેમકે એવા સંશયાત્માને માટે આ લોક પણ નથી, પરલોક પણ નથી અને સુખશાંતિ પણ નથી. ૪૦

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंच्छिन्नसंशयम् ।**
**आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१॥**

અને હે ધનંજય! યોગબુદ્ધિથી કર્મોનો સંન્યાસ (કર્મત્યાગ—ઈશ્વરાર્પણ) કરનારને તથા જ્ઞાનવડે જેના સંશય છેદાઇ ગયા છે એવા પરમાત્મપરાયણ પુરુષને કર્મો બાંધી શકતાં નથી. ૪૧

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

તે માટે હે ભારત! હૃદયમાંના આ અજ્ઞાનજન્ય સંશયને આત્મજ્ઞાનરૂપી તલવારવડે છેદી નાખીને તું કર્મયોગમાં જોડાઇ જા અને યુદ્ધ કરવા ખડો થઇ જા!

**इति श्री० कर्मब्रह्मार्पणयोगो नाम चतुर्थोऽध्यायः ॥४॥**



# अध्याय ५ मो–कर्मसंन्यासयोग

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ–

**संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि।**
**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम्॥ १॥**

હે કૃષ્ણ! આપ કદી કર્મના સંન્યાસ(ત્યાગ)ને તો બીજી વાર કર્મના યોગને વખાણો છો; માટે એ બેમાં જે નિશ્ચિત કલ્યાણકારી હોય તેજ મને કહો. ૧

श्रीभगवानुवाच। શ્રી ભગવાન કહે છેઃ–

**संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ।**
**तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते॥२॥**

કર્મસંન્યાસ અને કર્મયોગ બંને કલ્યાણકારક છે; પણ તેમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ સાધવો વિશેષ સુગમ છે. ૨

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति।**

**निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३॥**

જે કશાનો દ્વેષ પણ કરતો નથી, તેમ કશાની ઇચ્છા પણ કરતો નથી; તેને તું સદા સંન્યાસીજ જાણ. કેમકે હે મહાબાહો! એવો નિર્દ્વંદ્વ પુરુષ સહેલાઈથી કર્મબંધનથી મુકત થાય છે. ૩

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥४॥**

અજ્ઞાનીઓજ જ્ઞાનયોગને (કર્મસંન્યાસને) અને કર્મયોગને જૂદા કહે છે; પંડિતો નથી કહેતા. કેમકે એમાંના કોઈ પણ યોગમાર્ગમાં જે રૂડે પ્રકારે સ્થિત થાય છે; તે બંને માર્ગના ફળરૂપ પરમાત્માને પામે છે.

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥**

કેમકે જે મોક્ષસ્થાનને જ્ઞાનયોગ (કર્મસંન્યાસ-ત્યાગમાર્ગ) દ્વારા પમાય છે; તેજ સ્થાન કર્મયોગથી પમાય છે. માટે જે જ્ઞાનયોગ અને કર્મયોગને એકજ (ઠેકાણે પહોંચાડનારા) જાણે છે; તેજ ખરેખરૂં જાણે છે.

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥**

પરંતુ હે મહાબાહો! કર્મયોગ સાધ્યા વિના કર્મસંન્યાસ સાધ્ય થવો કઠિન છે; અને કર્મયોગ-પૂર્વક જ્ઞાનયોગને સાધનારો વિચારશીલ સાધક થોડા સમયમાં પરબ્રહ્મ પરમાત્માને પામે છે. ૬

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः।**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥**

એવો શુદ્ધ ચિત્તવાળો, દેહ અને ઇંદ્રિયને જીત-નારો તથા સર્વ ભૂતોના આત્મારૂપ પરમાત્માને પોતાનો આત્મા જાણનારો યોગયુક્ત સંન્યાસી કર્મ કરે તોપણ તેનાથી લેપાયમાન થતો નથી. ૭

**नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित्।**
**पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥**
**प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।**
**इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥९॥**

એ યોગયુક્ત તત્ત્વજ્ઞાની જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સુંઘતો, ખાતો, ચાલતો, ઉંઘતો, શ્વાસ લેતો, બોલતો, ત્યાગ કરતો, ગ્રહણ કરતો અને નેત્રાદિ ઉઘાડતો તથા મીંચતો હોવા છતાં પણ "ઇંદ્રિયોજ ઇંદ્રિયોના વિષયોમાં વર્તે છે" એવું સમજીને "પોતે કંઇજ કરતો નથી" એમ માને છે. ૮,૯

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥

જે પુરુષ બ્રહ્મમાં અર્પણ કરીને અને ફળની આસક્તિ ત્યજીને કર્મો કરે છે; તે જેમ જળમાં કમળપત્ર લેપાતું નથી તેમ કર્મોથી લેપાતો નથી. ૧૦

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये॥११॥

યોગી પુરુષ કાયાથી, મનથી, બુદ્ધિથી તેમજ ઇંદ્રિયોથી પણ જે જે કર્મો કરે છે; તે ફળાસક્તિ તજીને કેવળ અંતઃકરણની શુદ્ધિ અર્થે કરે છે. ૧૧

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम्।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते॥१२॥

યોગયુક્ત પુરુષ કર્મફળનો ત્યાગ કરવાને પરિણામે પરમાત્મનિષ્ઠાજન્ય મોક્ષની શાંતિને પામે છે; અને ફળાસક્ત અયોગી ફળેચ્છાને લીધે કર્મથી બંધાય છે.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन्॥१३॥

વશ ચિત્તવાળો પુરુષ મનપૂર્વક સર્વ કર્મોનો સંન્યાસ કરીને નવ દ્વારવાળા આ દેહનગરમાં સુખેથી

રહે છે અને નથી કાંઇ કરતો કે નથી કાંઇ કરાવતે

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ।

લોકોના (હું 'કર્તા' એવા) કર્તાપણાના અભિમ
નને, કર્મોને કે કર્મફળના સંયોગને પ્રભુ નથી રચતે
પણ સ્વભાવ—એટલે મૂળ પ્રકૃતિથીજ એ સર્વ પ્રવર્તે

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५।

એ વિભુ નથી કોઈના પાપને લેતો કે નથી કો
ના પુણ્યને લેતો. પ્રાણીઓનું અધ્યાત્મજ્ઞાન અજ્ઞા
થી ઢંકાયલું છે, તેથીજ તેઓ મોહ પામે છે.૧

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयाति तत्परम् ॥१६।

જેમના અંતઃકરણમાંનું તે અજ્ઞાન અધ્યાત્
જ્ઞાનવડે નાશ પામ્યું હોય છે; તેમનું તે અધ્યાત્
જ્ઞાનજ, સૂર્યની પેઠે તે પરમાત્માને દર્શાવી આપે

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७।

એવા જ્ઞાનીઓ તે પરમાત્મપ્રાપ્તિમાંજ નિશ્ચ

વાળા, તેમાંજ ચિત્ત જોડનારા, તેમાંજ એકનિષ્ઠ રહે-નારા, સર્વભાવે તેનેજ પરાયણ રહેનારા તથા જ્ઞાન પ્રમાણે ચાલીને પાપને ધોઇ નાખનારા હોય છે; તેથી તેઓ પુનર્જન્મરહિત એવી પરમ ગતિને પામે છે.૧૭

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥**

એવા પંડિતો, વિદ્યા ઉપરાંત વિનયવાળા (અ-ર્થાત્ જ્ઞાન મુજબના ચારિત્ર્યવાળા) તથા બ્રાહ્મણ, હાથી, કુતરો અને ચંડાળમાં સમદૃષ્ટિવાળા થાય છે.

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः॥१९**

અને જેમનું મન એ પ્રમાણે સમાનભાવમાં સ્થિર થયેલું હોય તેમણે અહીંજ સંસારને જીતો લીધો છે. કેમકે પરબ્રહ્મ પરમાત્મા સર્વત્ર નિર્દોષ અને સમાન છે; તે માટે તેઓ પણ પરબ્રહ્મ પરમાત્મામાં સ્થિત છે.

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २०॥**

કેમકે જે પ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં હરખાઇ જતો નથી અને અપ્રિય વસ્તુસ્થિતિ પ્રાપ્ત થતાં ઉદ્વેગ પામતો નથી; તેને (સામાન્ય મનુષ્ય નહિ પણ)

સ્થિર બુદ્ધિવાળો, મોહરહિત અને પરબ્રહ્મમાં સ્થિત થયેલો એવો અનુભવસિદ્ધ બ્રહ્મવેત્તા જાણવો. ૨૦

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**

પરંતુ જે બાહ્ય પદાર્થોમાં આસક્તિરહિત થયો હોય તેજ, પરમાત્મપ્રાપ્તિમાં જે સુખ રહેલું છે તે પામી શકે છે; અને (જે એ સુખ સમજી શકે છે) તેજ બ્રહ્મયોગયુક્તાત્મા (બ્રહ્મપ્રાપ્તિની સાધનામાં જોડાયલો) થઇ શકે છે; અને (જે એ સાધનામાં જોડાઇ શકે છે) તેજ મોક્ષપદનું અક્ષય સુખ ભોગવી શકે છે.

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥**

આ જે (ઇંદ્રિયો તથા પદાર્થોના સંયોગથી ઉત્પન્ન થનારા) સ્પર્શજન્ય ભોગો છે; તે (વિષયપ્રેમીઓને સુખરૂપ ભાસે છે પણ ખરૂં જોતાં) દુઃખનાજ ઘરરૂપ તથા ઉત્પત્તિ અને અંતવાળા—અર્થાત્ અનિત્ય હોવાથી હે કૌંતેય! બુદ્ધિમાનો તેમાં રમણ કરતા નથી.

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥**

અને જે મનુષ્ય શરીર છૂટે તે પહેલાંજ (એ દુઃખદાયક પદાર્થોની) કામનાને અને તેમાંથી ઉપજતા કામક્રોધાદિ શત્રુઓના વેગ (હુમલા)ને બંધ કરી શકે છે; તેજ આ લોકમાં સાચો યોગી છે, તેજ સુખી નર છે.

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति॥२४

એવી રીતે જે યોગી અંતરાત્મામાંજ સુખવાળો, અંતરમાંજ આરામવાળો અને અંતરમાં જ્ઞાન-જ્યોતિવાળો થાય છે; તેજ (બ્રહ્મનો સાક્ષાત્કાર પામી) બ્રહ્મભૂત બનીને બ્રહ્મનિર્વાણને પ્રાપ્ત થાય છે. ૨૪

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः॥२५॥

વળી પાપનો નાશ કરનારા, (સુખ-દુઃખાદિ દ્વંદ્વોપ્રત્યેનો) રાગદ્વેષ છેદી નાખનારા અને ઇંદ્રિયોને વશ રાખતા થકા સર્વ ભૂતોના હિત પાછળ મચ્યા રહેનારા ઋષિઓ (એટલે પરમાત્મદર્શન પામનારા) બ્રહ્મનિર્વાણરૂપ મોક્ષને પામે છે. ૨૫

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम्।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम्॥२६॥

અર્થાત્ જે યતિઓના કામક્રોધ નાશ પામ્યા છે; જેમણે ચિત્ત વશ કર્યું છે; અને જે પરમાત્મદર્શન પામેલા છે; તેમને સર્વ સ્થિતિમાં બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત છે.

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।**
**प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥२७**
**यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥**

વળી જે મુનિ બહારના વિષયોને મનમાંથી પણ બહાર રાખીને, નેત્રોની દૃષ્ટિ ભ્રમરોની મધ્યમાં સ્થાપીને નાસિકામાં જતા આવતા પ્રાણ અને અપાનને સમાન કરીને તથા ઇંદ્રિયો અને મનબુદ્ધિને વશ કરીને મોક્ષપરાયણ રહે છે; તેમજ જેનાં ઇચ્છા, ભય અને ક્રોધ જતાં રહ્યાં છે; તે પણ સદા મુક્તજ છે. ૨૭, ૨૮

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९॥**

કેમકે તે મનુષ્ય મનેજ સર્વ યજ્ઞો અને તપોનો ભોક્તા, સર્વ લોકોનો મહાન ઈશ્વર તથા પ્રાણીમાત્રનો સુહૃદ (નિઃસ્વાર્થી સેવક) જાણીને (સર્વ પ્રકારે નચિંત બની બ્રહ્મનિર્વાણની અક્ષય) શાંતિને પામે છે. ૨૯

**इति श्री० कर्मसंन्यासयोगो नाम पंचमोऽध्यायः ॥५॥**



# अध्याय ६ ठो—आत्मसंयमयोग

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છે:—

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥१**

(પાછળ કહ્યું છે તેમ) કર્મફળની ઇચ્છાવિના જે કરવા જેવું કાર્ય કર્યા કરે છે, તેજ સંન્યાસી અને યોગી છે. અગ્નિરહિત અને ક્રિયારહિત થઇ બેસી રહેનારો નહિ.

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन॥२॥**

અને તેથી હે પાંડવ! જેને કર્મસંન્યાસ કહે છે તેને પણ તું કર્મયોગજ જાણ; કેમકે ફળેચ્છાના સંકલ્પોનો સંન્યાસ–ત્યાગ–કર્યા વિના કોઇ પણ મનુષ્ય સાચો યોગી બની શકતો નથી. ૨

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते।**

योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

એથીજ યોગમાં આરૂઢ થવા ઇચ્છનારા મુનિને માટે સકામ કર્મને સાધનરૂપ કહ્યું છે; અને યોગારૂઢને માટે શમને–મનોનિગ્રહને–સાધનરૂપ કહ્યો છે.

यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

હવે એ (સકામ ભાવે દાન, યજ્ઞ, ઉપાસના, સમાજસેવા કે ઠીક પડે તે કરનારો) યોગેચ્છુ જ્યારે (તે તે કાર્યના ફળરૂપ લૌકિક પદાર્થોની અનિત્યતા, દુઃખરૂપતા ઇ૦ વધુ સમજાવાથી કે અનુભવાવાથી) ઇંદ્રિયોના ભોગો અને સકામ કર્મોમાં આસકત રહેતો નથી; ત્યારેજ તે (ફળેચ્છાના અને તેની સાથે જોડાયલા) બધા સંકલ્પોનો સંન્યાસી–ત્યાગી–(તથા નિષ્કામ ભાવે કર્મ કરનારો) થઇ શકે છે; અને ત્યારેજ તે (યોગેચ્છુ મટીને યોગારૂઢ થયેલો (અર્થાત્ યોગને રસ્તે ચઢેલો–ચાલવા લાગેલો) કહેવાય છે. ૪

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥५॥

(ઉપર પ્રમાણે યોગારૂઢ થયેલા–અર્થાત્ પ્રભુપ્રીત્યર્થે બાહ્યસાધનામાં યોજાયલા–નિષ્કામ કર્મયોગીએ

અંતરંગ સાધના સાધીને 'યોગયુક્ત'–અર્થાત્ સાક્ષાત્કાર પામેલો–થવા માટે જાણવું જોઇએ કે) પોતાનો બંધુ પણ પોતાનું અંતઃકરણ છે; અને શત્રુ પણ પોતાનું અંતઃકરણ* છે. માટે એ અંતઃકરણવડે પોતાની અધોગતિ ન કરતાં ઉદ્ધારજ કરવો જોઇએ.

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत्॥६॥

પરંતુ તેજ જીવાત્માનું અંતઃકરણ તેનું મિત્ર થઇ શકે છે કે જેણે તેને ઈંદ્રિયોસહિત જીત્યું હોય છે. કારણકે જેણે તેને નથી જીત્યું, તેનું અંતઃકરણ તો તેના શત્રુની પેઠે શત્રુરૂપેજ વર્તે છે. ૬

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः॥७॥

અંતઃકરણને જીતી ચૂકેલો જે મનુષ્ય ટાઢ–તાપ, સુખ–દુઃખ તથા માન–અપમાન ઇત્યાદિ દ્વંદ્વોમાં પ્રશાંત રહે છે; તેનેજ સમાધિમાં પરમાત્મદર્શન થાય છે.

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः।

* અંતઃકરણની ચાર વૃત્તિઓ કહેલી છે. ૧ મન–એટલે વિચારવૃત્તિ. ૨ બુદ્ધિ–એટલે નિર્ણય–નિશ્ચય–જ્ઞાનવૃત્તિ. ૩ ચિત્ત–એટલે ચિંતન–સ્મરણ–ધ્યાનવૃત્તિ. ૪ અહંકાર.

युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥८॥

અને જે યોગી જ્ઞાન-વિજ્ઞાનથી તૃપ્ત, વિકાર-રહિત, જિતેંદ્રિય તથા પથ્થર, માટી અને સોનામાં સમાનદૃષ્ટિવાળો થયો હોય તેને "યુકતયોગી" થયેલો (અર્થાત્ પરમાત્માનો સાક્ષાત્કાર પામેલો) એમ કહે છે.

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥

અને જે સુહૃદ્, મિત્ર, શત્રુ, તટસ્થ, મધ્યસ્થ અને દ્વેષપાત્રમાં તથા બંધુઓ, સાધુજનો અને પાપીઓમાં પણ સમબુદ્ધિવાળો થયો હોય;તે "વિશેષ યોગી"છે.

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१०॥

કર્મયોગીએ (આંતરિક સાધનાદ્વારા પરમાત્માનો યોગ સાધવા માટે) ચિત્ત અને ઈંદ્રિયોને વશ કરનારો, લૌકિક ઇચ્છાવિનાનો તથા સંગ્રહ-પરિગ્રહથી રહિત બનીને અને એકાંતમાં એકાકી સ્થિર થઇને અંતઃકરણને નિરંતર યોગાભ્યાસમાં જોડવું.

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११

પ્રથમ તો અતિ ઉંચું નહિ તેમ અતિ નીચું નહિ અને દર્ભ ઉપર મૃગચર્મ તથા વસ્ત્ર બિછાવેલું એવું પોતાનું સ્થિર આસન પવિત્ર સ્થાનમાં તૈયાર કરવું.

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥१२॥

પછી તે આસનપર બેસીને, ચિત્ત અને ઈંદ્રિયો-ની ક્રિયાઓને રોકીને તથા મનને એકાગ્ર કરીને, અંતઃકરણની વિશુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો. ૧૨

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन्॥१३॥
प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४

તે એવી રીતે કે વાંસો, માથું અને ડોકને સીધાં અચળ તથા સ્થિર રાખીને, દિશાઓ તરફ ન જોતાં નાસિકાની અણી ઉપર દૃષ્ટિ રાખીને, પ્રશાંત ચિત્ત-વાળા અને નિર્ભય થઇને, બ્રહ્મચારીવ્રતમાં સ્થિત થઈ-ને, મનને વશ કરીને અને સર્વભાવે મારેપરાયણ થઇને એક મારામાંજ ચિત્ત જોડીને બેસવું. ૧૩,૧૪

युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः ।

शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५

સ્વાધીન મનવાળો યોગી આવી રીતે અંતઃકરણને સદા મારામાં જોડતો થકો મારામાં રહેલી બ્રહ્મનિર્વાણની પરમાનંદમય શાંતિને પામે છે. ૧૫

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥

પરંતુ હે અર્જુન ! આ યોગ બહુ ખાનારથી, કેવળ નહિ ખાનારથી, બહુ ઉંઘનારથી અને બહુ જાગનારથી બની શકતો નથી; પણ યથાવટિત આહાર-વિહારવાળાને, કર્મમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય પ્રમાણમાં ઉંઘનાર-જાગનારનેજ આ યોગ, અનેકવિધ સંસારદુઃખનો હણનાર થાય છે. ૧૬,૧૭

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८

(એવી રીતે અભ્યાસ કરતાં કરતાં) યોગીનું ચિત્ત જ્યારે અત્યંત વશ થઇને (બીજું કશું પણ નહિ ચિંતવતાં) પરમાત્મામાંજ રૂડે પ્રકારે સ્થિર

થાય છે; ત્યારેજ તેને બધા લૌકિક પદાર્થોથી પૂરેપૂરો "નિઃસ્પૃહ" અને "યોગયુકત" થયેલો અર્થાત્ પરમાત્માનો યોગઅથવા સાક્ષાત્કાર પામેલો–એમ કહે છે.

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥१९॥

જેમ વાયુરહિત સ્થાનમાં મૂકેલો દીપક જરા પણ ડોલતો નથી; તેવી અડોલપણાનીજ ઉપમા યોગીના પરમાત્મધ્યાનમાં જોડાયલા ચિત્તને અપાયલી છે. ૧૯

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥
सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम्।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते॥२२
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा॥

આમ યોગાભ્યાસથી નિરુદ્ધ થયેલું ચિત્ત જે સ્થિતિમાં (સર્વ ચિંતનોથી) ઉપરામ થાય છે; જે સ્થિતિમાં તે સૂક્ષ્મ બુદ્ધિવડે પરમાત્માને જોતું થકું પર-

આત્મામાંજ સંતુષ્ટ બની રહે છે; જ્યાં ઇંદ્રિયોથી અગમ્ય તથા સૂક્ષ્મ બુદ્ધિવડે અનુભવી શકાય એવા અનુપમ આત્મસુખને તે અનુભવે છે; જે અવસ્થામાં સ્થિર થયેલો આ યોગી તત્ત્વથી ચળતો નથી; જે સ્થિતિને લાભ્યા પછી બીજા કોઇ લાભને તેનાથી અધિક માનતો નથી; અને જે અવસ્થામાં સ્થિર થયેલો યોગી ભારે દુઃખથી પણ ચલાયમાન થતો નથી તેજ અવસ્થા દુઃખમાત્રના સ્પર્શવિનાની (સચ્ચિદાનંદઘન પરમાત્માના યોગ–મેળાપ–દર્શન અથવા સાક્ષાત્કારવાળી હોવાથી) તેને "યોગ" અથવા "યોગયુક્ત" એવા નામવાળી જાણવી; અને એજ યોગને નિશ્ચયપૂર્વક તથા કંટાળ્યાવિના સાધવો જોઇએ.

**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥**
**शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥**

(એવા પરમાત્મયોગને ઇચ્છનારો સકામ કર્મી પ્રથમ તો આગળ જણાવાયું છે તેમ અવળી સમજણમાંથી ઉપજતી) કલ્પનાઓને અને તેમાંથી ઉદ્ભવતી સર્વ કામનાઓ તથા ક્રિયાઓને પૂરેપૂરી ત્યજી દ-

ઇને, તેમજ મનવડે ઇંદ્રિયોના સમૂહને સર્વ તરફથી વશ કરીને, ધીરજયુકત બુદ્ધિવડે મનને ધીમે ધીમે બીજા બધા વિચારોથી ઉપરામ કરે; અને તેને સચ્ચિદાનંદઘન પરમાત્માનાજ ચિંતનમાં સ્થિર કરીને તેના સિવાય બીજું કાંઇપણ ચિંતવે નહિ. ૨૪-૨૫

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥**

આ ચંચળ અને અસ્થિર મન બીજા જે જે લૌકિક પદાર્થોમાં જાય તે તે પદાર્થોમાંથી તેને (સારાસારની સમજણ વિવેકબુદ્ધિવડે) પાછું વાળીને તે પરમાનંદમય પરમાત્મામાંજ જોડ્યા કરવું. ૨૬

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥**

(એ પ્રકારે અભ્યાસ કરતાં કરતાં) જે યોગી શાંત ચિત્તવાળો, રજસરહિત અને પાપરહિત બનીને (તથા પરબ્રહ્મના ધ્યાનચિંતનમાં અંતઃકરણને લીન કરીને તદ્રૂપ) બ્રહ્મભૂત થયો હોય; તેનેજ (તે દશાનું—નિર્વિકલ્પ સમાધિનું—ઈશ્વરદર્શનનું—પરમાત્મસાક્ષાત્કારનું) ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. ૨૭

**युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।**

सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥२८॥

સારાંશ કે, પાપરહિત થયેલો યોગી, એવી રીતે મનને સદા આત્મામાં જોડતો થકો બ્રહ્મસાક્ષાત્કારનો અપાર આનંદ સુખપૂર્વક મેળવે-અનુભવે છે.૨૮

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥

વળી એવો "યોગયુક્ત" થયેલો-અર્થાત્ પરમાત્મદર્શન પામેલો-યોગી સર્વત્ર સમદૃષ્ટિવાળો થઇને સર્વ ભૂતોમાં પરમાત્માને અને પરમાત્મામાં સર્વ ભૂતોને રહેલાં જુએ છે. ૨૯

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥

આમ જે મને-પરમાત્માને સર્વમાં અને સર્વને મારામાં રહેલાં જુએ છે, તેનાથી હું અદૃશ્ય રહી શકતો નથી અને તે મારાથી અદૃશ્ય રહી શકતો નથી.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥

જે યોગી, સર્વ ભૂતોમાં આત્મારૂપે ઐક્યભાવે સ્થિર રહેલા એવા મને-પરમાત્માનેજ ભજે છે તે

સર્વ સ્થળે વર્તતો થકો પણ મારામાંજ વર્તે છે. ૩૧

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

એમાં પણ હે અર્જુન! જે યોગી,સુખ અને દુઃખ પોતાનીજ પેઠે બીજાને થતાં હશે, એવી સમદૃષ્ટિથી સર્વ પ્રત્યે જુએ છે; તેને મેં 'પરમયોગી' માન્યો છે.

अर्जुन उवाच। અર્જુન કહે છે:—

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥

હે મધુસૂદન!જે આ યોગ આપે સમ્યક્ પ્રકારે કહ્યો; તે મનની ચંચળતાને લીધે મારામાં ટકી રહે એમ હું જોતો નથી. ૩૩

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

કેમકે હે કૃષ્ણ! આ મન ચંચળ, તોફાની, બળવાન અને દૃઢ હોવાથી તેનો નિગ્રહ કરવો, એ તો વાયુને રોકવા જેવું અત્યંત દુષ્કર માનું છું. ૩૪

श्रीभगवानुवाच । શ્રી ભગવાન કહે છે:—

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।

अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥३५॥

હે મહાબાહો! નિઃસંદેહ એ મન ચંચળ અને
ાશ થવું દુષ્કર છે; પરંતુ હે કૌંતેય! વૈરાગ્યવડે
મને અભ્યાસે કરીને એને પણ રોકી શકાય છે. ૩૫

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६

મનને વશ નહિ કરનારનેજ યોગ દુષ્કર છે. યત્ન
રનારા જિતેંદ્રિય પુરુષને તો યોગ્ય ઉપાયથી યોગ
ાપ્ત થવો શકય છે; એવો મારો મત છે. ૩૬

अर्जुन उवाच । અર્જુન કહે છે:—

अयति श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥

હે કૃષ્ણ! જે શ્રદ્ધાવાન છતાં પણ તેનું મન
ાગથી ચલિત થવાથી તે યત્નરહિત થયો હોય;
ા તે યોગની સંસિદ્ધિને નહિ પામતાં કયી ગતિને પામે?

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥

હે મહાબાહો! એવો પરબ્રહ્મપ્રાપ્તિના માર્ગથી ચ-
લિત થયેલો વિમૂઢ અને ઉભયભ્રષ્ટ સાધક, છિન્ન-

ભિન્ન થયેલા વાદળની પેઠે ક્યાંક નાશ તો નથી પામતો?

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥३९॥

હે કૃષ્ણ! મારા આ સંશયને પૂરેપૂરો છેદવાને આપજ યોગ્ય છો. આવા સંશયને છેદવાવાળો આપના જેવો બીજો કોઇ મળે તેમ નથી. ૩૯

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥
प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥

હે પાર્થ! આ લોકમાં કે પરલોકમાં તે યોગભ્રષ્ટ સાધકનો વિનાશ તો કદી થતોજ નથી. કેમકે હે તાત! કલ્યાણને માટે શરૂઆત કરનારો કોઇ પણ દુર્ગતિ નથી પામતો; પરંતુ પુણ્યવાનોના લોકોને પ્રાપ્ત થઇ ત્યાં લાંબો સમય રહીને પછી તે પવિત્ર આચરણવાળા શ્રીમાનને ઘેર જન્મ લે છે; અથવા તો

(અભ્યાસમાં મચ્યો રહેવા છતાં દેહ પડવાથીજ તેનો યોગ અધુરો રહ્યો હોય તો તે સ્વર્ગમાં નહિ જતાં પરભાર્યેજ) બુદ્ધિમાન–જ્ઞાનવાન–યોગીઓના કુળમાં જન્મે છે. પરંતુ (એટલી યોગ્યતા સિવાય) આવા પ્રકારનો જન્મ, આ લોકમાં મળવો બહુ દુર્લભ છે.

**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्।**
**यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥**

ત્યાં જન્મીને પૂર્વશરીરમાં પ્રાપ્ત કરેલી બુદ્ધિનો સંયોગ તે અનાયાસે પામે છે; અને હે કુરુનંદન! યોગસંસિદ્ધિ માટે બાકી રહેલી સાધના પૂરી કરે છે.

**पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः।**
**जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥**

આ પ્રમાણે પૂર્વના અભ્યાસને લીધે તે અવશ્ય (યોગસિદ્ધિ તરફ) ખેંચાય છે; અને તે યોગનો જિ-જ્ઞાસુ (એટલે કે યોગારૂઢ થવા ઇચ્છનારો સકામ કર્મી કે ઉપાસક) હોય તોપણ (જ્ઞાન કે અનુભવ વધતાં) શબ્દબ્રહ્મને ઓળંગી જાય છે. (અર્થાત્ વેદોના કર્મ-કાંડમાં કહેલાં લૌકિક સુખોની ઇચ્છા ત્યજી દઇને નિષ્કામ કર્મયોગી–એટલે કે "યોગારૂઢ" અને પછી "યોગયુક્ત" પણ થઇ શકે છે.) ૪૪

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५

આવી રીતે જે યોગી સામાન્ય યત્ન કરતો હોય તે પણ વિશેષ યત્ન કરવા માંડી સર્વ પાપોથી શુદ્ધ થાય છે; અને એમ અનેક જન્મે પણ યોગને સંસિદ્ધ કરે છે અને તેથી પરમ ગતિને પામે છે. ૪૫

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६

માટે હે અર્જુન ! તપસ્વી કરતાં પણ યોગી અધિક છે; શાસ્ત્રજ્ઞાનીથી પણ યોગી અધિક છે અને સકામ કર્મકાંડીથી પણ યોગીને અધિક માનેલો છે; તેથી તું પણ યોગી થા. ૪૬

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७

એમાં પણ જે શ્રદ્ધાવાન અને અંતઃકરણ મારામાં જોડી રાખીને મનેજ ભજનારો હોય છે; તેને મેં સર્વ યોગીઓમાં "ઉત્તમ યોગી" માન્યો છે. ૪૭

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः ॥६॥



# अध्याय ७ मो—ज्ञानविज्ञानयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:—

**मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।**
**असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥**

હે પાર્થ ! તું પણ મારામાંજ આસકત મનવાળો તથા મારાજ આશ્રયવાળો થઇને યોગમાં જોડાવાથી નિઃસંશય મને જે પ્રકારે સમગ્ર બળ—ઐશ્વર્યાદિ-સહિત જાણીશ તે હવે સાંભળ. ૧

**ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।**
**यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥**

એ જ્ઞાન હું તને વિજ્ઞાનસહિત પૂરેપૂરૂં કહીશ; કે જે જાણ્યા પછી તારે આ સંસારમાં બીજું કાંઈ પણ જાણવા યોગ્ય બાકી રહેશે નહિ. ૨

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**

**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥**

(એ જ્ઞાનને સાંભળવા છતાં પણ) હજારો મનુષ્યો-માંથી કોઇકજ તેને (અમલમાં મૂકીને) સિદ્ધ કરવાનો યત્ન કરે છે અને એવા સિદ્ધ કરવાનો યત્ન કરનારા-ઓમાંથી પણ કોઇકજ (તીવ્ર મોક્ષેચ્છુ હોઇને માર્ગમાં દેખાતી કોઇપણ લૌકિક વસ્તુ કે બાબત તરફ નહિ ખેંચાતાં તે ને તેજ જન્મમાં) મને તત્ત્વથી જાણે છે.

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥**

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર; એમ આઠ વિભાગમાં મારી પ્રકૃતિ વહેંચાયલી છે. ૪

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥**

આ મારી આઠ પ્રકારની પ્રકૃતિ તો અપરા–કનિષ્ઠ છે. હવે હે મહાબાહો ! એ સિવાય બીજી એક મારી પરા–શ્રેષ્ઠ પ્રકારની–પ્રકૃતિ જીવરૂપે રહેલી છે તેને જાણીલે, કે જેનાવડે આ જગત ધારણ કરાય છે.

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।**

अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

આ બે પ્રકારની પ્રકૃતિઓ (મારીજ યોજના પ્રમાણે) સર્વ ભૂતોને (ધારણ કરીને) પેદા કરવાવાળી હોવાથી આ સમગ્ર જગતની ઉત્પત્તિ તથા પ્રલય કરનારો ખરું જોતાં હુંજ છું, એમ જાણ. ૬

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

કેમકે હે ધનંજય! મારાથી બહાર કે શ્રેષ્ઠ હોય એવું બીજું કાંઇ પણ નથી; અને જેમ દોરામાં મણિઓ પરોવેલા હોય છે, તેમ આ સમગ્ર જગત મારામાંજ પરોવાયલું છે. ૭

रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

હે કૌંતેય! જળમાં રસ હું છું; સૂર્ય અને ચંદ્રમાં પ્રકાશ હું છું; સર્વ વેદોમાં પ્રણવ હું છું; આકાશમાં શબ્દ હું છું અને પુરુષોમાં પુરુષત્વ હું છું. ૮

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।

बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥

પૃથ્વીમાં પવિત્ર ગંધ હું છું; અગ્નિમાં તેજ હું છું; સર્વ પ્રાણીઓમાં જીવન હું છું; તપસ્વીઓમાં તપ હું છું; બુદ્ધિમાનોની બુદ્ધિ હું છું; તેજસ્વીઓનું તેજ હું છું અને હે પાર્થ! સર્વ ભૂતોનું મૂળબીજ પણ મને જાણ. ૯,૧૦

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥

કામના અને મોહવિનાનું એવું જે બળવાનોનું અસામાન્ય સાત્ત્વિક બળ તે પણ હું છું અને હે ભરતશ્રેષ્ઠ અર્જુન! સામાન્ય પ્રાણીઓની ધર્મથી અવિરોધી એવી જે લૌકિક કામનાઓ, તે પણ હું છું. ૧૧

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

સારાંશકે, જગતમાં જે પણ સાત્ત્વિક, રાજસિક અને તામસિક ભાવો તથા પદાર્થો છે, તે સર્વને મારાથીજ ઉપજેલા જાણ. પરંતુ તે બધા મારામાં સમાયલા છે, હું બધો તેઓમાં સમાયલો નથી. ૧૨

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।

मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३

છતાં પણ એ ત્રિગુણાત્મક ભાવો અને પદાર્થોથી આ સર્વ જગત મોહિત થઇને તેનાથી અત્યંત શ્રેષ્ઠ એવા મને અવિનાશી પરમાત્માને તે જાણતું નથી. ૧૩

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥

કારણ કે મારી આ દૈવી અને ગુણમયી માંયાને તરવી કઠિન હોવાથી જેઓ મારું શરણ—અર્થાત્ આશ્રય લે છે, તેઓજ એ માયાને તરી શકે છે. ૧૪

न मां दुष्कृतिनो मूढाःप्रपद्यंते नराधमाः।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥

(આવો પ્રભુ આશ્રયનો માર્ગ સર્વ માટે ખુલ્લો છતાં) જેમનું જ્ઞાન એ માયા પાછળ હરાઇ ગયેલું છે; તેઓ તો બિચારા આસુરીજ ગુણોનો આશ્રય લે છે અને તેથી દુરાચારી, મૂઢ તથા નરાધમ બની જઇને તેઓ મને ભજી કે પામી શકતા નથી. ૧૫

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥

હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! રોગી, જિજ્ઞાસુ, ધના-

દિકની ઇચ્છાવાળા અને જ્ઞાની, એવા ચાર પ્રકારના શુભ રહેણીકરણીવાળા મનુષ્યો મને ભજે છે. ૧૬

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥

તેઓમાં પણ જે જ્ઞાની સદા મારા ધ્યાન–ભજનમાં રહેનારો અને અનન્ય શ્રદ્ધાભક્તિવાળો હોય છે તે બીજાઓથી શ્રેષ્ઠ છે; અને એવા જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું તેમ એવો જ્ઞાની મને અત્યંત પ્રિય છે. ૧૭

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥

યદ્યપિ એ સર્વ પ્રકારના ભકતો મને ભજવામાં ઉદાર હોય છે, પરંતુ તેઓમાં પણ જે (ઉપર જણાવ્યા જેવો સુયોગ્ય) જ્ઞાની હોય છે; તે તો મારૂં સ્વરૂપજ છે, એવો મારો મત છે. કેમકે તે અતિઉત્તમ ગતિસ્વરૂપ એવા મારામાં–પરમાત્મામાં–સ્થિતિ પામેલો "યોગયુકત" મહાત્મા હોય છે. ૧૮

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥

બહુ જન્મોને અંતેજ તે એવો અનુભવસિદ્ધ જ્ઞાનવાન બનીને "સર્વ કાંઈ વાસુદેવ છે" (અર્થાત્

પરમાત્માસિવાય બીજું કંઇ પણ નથી) એ પ્રકારે મને ભજે છે. પરંતુ એવો મહાત્મા આ સંસારમાં અત્યંત દુર્લભ છે. (બહુ પ્રયત્ને મળે તેમ છે.) ૧૯

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया॥२०॥

બાકી તે તે ભોગોની લૌકિક કામનાઓથી જેમનું જ્ઞાન હરાઈ ગયેલું હોય છે; એવાઓ તો પોતપોતાની પ્રકૃતિના નિયત સ્વભાવોને અનુસરતા થકા તે તે નિયમ ધારણ કરીને બીજાજ દેવોને ભજે છે. ૨૦

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१

એવા જે જે સકામી ભક્ત જે જે દેવતાના સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે; તે તે દેવોમાં તેમની તેમની શ્રદ્ધાને હું અચળ-દૃઢ-કરૂં છું. ૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥२३॥

આથી તેઓ શ્રદ્ધાવાન થઇને તે તે દેવની આ-

રાધનામાં જોડાય છે; અને તેના પરિણામે મારા નિર્મેલા તે તે ભોગોને તેઓ અવશ્ય પામે છે; પરંતુ તે અલ્પબુદ્ધિવાળા ભક્તોને મળનારાં તે તે લૌકિક ફળ નાશવંતજ હોય છે. વળી અન્ય દેવોને ભજનારાઓ, દેહાન્તે તે તે દેવના લોક પામે છે; અને મારા ભક્તો મારા સચ્ચિદાનંદમય પરમ ધામને પામે છે.

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।**
**परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**

વળી એ અબુદ્ધ—મૂઢ—લોકો મારા સર્વોત્તમ, સર્વથી અલગ અને અવિનાશી સ્વરૂપને નહિ જાણતાં મને અવ્યક્ત પરમાત્માને વ્યક્તિભાવને પામેલો માને છે.

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥**

કેમકે યોગમાયાથી ઢંકાયલો હું સર્વને દેખાતો નથી; તેથી તે મૂઢ લોકો મને અજન્મા તથા અવિનાશી પરમાત્માને યથાવત્ જાણી શકતા નથી.

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥**

હે અર્જુન! પૂર્વે થઇ ગયેલાં, હાલમાં છે તે

અને ભવિષ્યમાં થનારાં સર્વ પ્રાણીઓને હું (સર્વજ્ઞ હોવાથી) જાણું છું; પરંતુ મને કોઈ જાણતું નથી. ૨૬

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥

અને હે ભારત! ઇચ્છા અને દ્વેષને પરિણામે ઉ-પજનારાં જે સુખ-દુ:ખાદિ જોડકાં તેના મોહને લીધે હે પરંતપ! સર્વ પ્રાણીઓ આ સૃષ્ટિમાં ભ્રમ પામે છે.

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥

જે પુણ્યકર્મવાળા સજ્જનોનાં પાપનો અંત આવ્યો હોય, તેઓજ એ સુખ-દુ:ખાદિ જોડકાંના મોહથી છૂટીને તથા દૃઢવ્રતવાળા થઈને મને ભજેછે.

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥

એ પ્રમાણે જેઓ મારો આશ્રય લઈને જરા તથા મરણથી છૂટવાનો પ્રયત્ન કરે છે; તેઓજ તે બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને અને સર્વ કર્મોને જાણી શકે છે.

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥

અને એવી રીતે જેઓ મને અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞસહિત જાણી ચૂકયા હોય છે; તેઓજ પ્રયાણકાળે મારામાં જોડાયલા ચિત્તવાળા (ચિત્તને જોડનારા) થઇને મને પરમાત્માને જાણે છે–પામે છે.

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्यायः ॥७॥





# अध्याय ८ मो—अक्षरब्रह्मयोग

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

હે પુરુષોત્તમ! (આપે જે કહ્યું તે) બ્રહ્મ એટલે શું? અધ્યાત્મ તે શું? કર્મ શું? વળી અધિભૂત કહ્યું તે શું? અધિદૈવ શાને કહે છે? અધિયજ્ઞ શું છે? અને હે મધુસૂદન! આ દેહમાં (અધિદેહ—દેહી) કોણ છે? અને ચિત્તને વશ રાખનારને પ્રયાણકાળે આપ કેવી રીતે જણાઓ છો? ૧,૨

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।

भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

જે તત્ત્વ સર્વથી પર અને અવિનાશી છે તે પરબ્રહ્મ પરમાત્મા છે; અને પ્રત્યેક વસ્તુનો પોતાનો જે મૂળભાવ (અર્થાત્ મૂળ આત્મા અથવા મૂળસ્વરૂપ) છે, તેને અધ્યાત્મ કહે છે તથા સર્વ ભૂતોના ભાવને ઉત્પન્ન કરવાનો જે સૃષ્ટિવ્યાપાર તેનું નામ કર્મ છે.

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

આ દેહમાં જે જે પદાર્થો નાશવાન છે તે અધિભૂત છે; પુરુષ (જીવ) તે અધિદૈવ છે; અને હે દેહધારીઓમાં શ્રેષ્ઠ! અધિયજ્ઞ તે હુંજ છું. ૪

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः॥५॥

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥

અંતકાળે જે મારૂં સ્મરણ કરતો થકો કલેવર (દેહ) છોડી જાય છે; તે મારાજ સ્વરૂપને પામે છે, એમાં સંશય નથી; પણ હે કુંતીપુત્ર! મનુષ્ય અંતકાળે જે જે પદાર્થનું સ્મરણ કરતો થકો શરીર છોડે

છે તેની તેની ભાવનાવાળો તે સદાકાળ રહેલો હોય છે; તેથીજ તે, તે તે પદાર્થને પામે છે. ૫,૬

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

તે માટે તું મારૂં સ્મરણ કરતો થકો યુદ્ધ કર. કેમકે સર્વ કાળમાં મનબુદ્ધિ મારામાં અર્પેલાં-જોડેલાં-હશે તો તું નિઃસંદેહ મને પામીશ. ૭

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

કેમકે હે પાર્થ! બીજા કશાના ચિંતનમાં નહિ જનારા—એકનિષ્ઠ—ચિત્તવડે જે નિરંતર પરમાત્માનું ચિંતન કરતો થકો તેની પ્રાપ્તિના અભ્યાસમાં જોડાયેલો રહે છે; તેજ તે પરમદિવ્ય પુરુષને પામે છે. ૮

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः । सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव । भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

સર્વજ્ઞ, અનાદિ, સર્વના નિયંતા, અણુથી પણ સૂક્ષ્મ, સર્વનું ધારણ–પોષણ કરનાર, અચિંત્યરૂપ, સૂર્યની પેઠે સદાય પ્રકાશરૂપ તથા તમસથી અત્યંત રહિત, એવા સચ્ચિદાનંદઘન પરમાત્માનું જે સદાય સ્મરણ કરતો રહે છે; તે ભક્તિમાન પુરુષ, એ યોગાભ્યાસના બળને લીધે પ્રયાણકાળે પણ ભ્રુકુટીમધ્યે પ્રાણને રૂડી રીતે સ્થાપન કરીને નિશ્ચલ મનથી તેનું સ્મરણ–ચિંતન કરતો થકો તે પરમ દિવ્ય અને સચ્ચિદાનંદઘન પરમાત્માને પ્રાપ્ત થાય છે. ૯,૧૦

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो
वीतरागाः । यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते
पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

વેદવેત્તાઓ જેને અવિનાશી કહે છે; વીતરાગ યતિઓ જેમાં પ્રવેશે છે; અને જેને ઇચ્છનારા બ્રહ્મચર્યને આચરે છે; તે પદવિષે હવે તને સંક્ષેપમાં કહીશ.

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥

ઇંદ્રિયોનાં સર્વ દ્વારોને રોકીને, મનને હ્રદયમાં રૂંધીને, પ્રાણને બ્રહ્મરંધ્રમાં ધારણ કરીને, યોગસમાધિની ધારણામાં સ્થિર થઇને તથા "ૐ" એવા બ્રહ્મવાચક એકાક્ષર મંત્રનો ઉચ્ચાર કરીને તેના અર્થરૂપ મારૂં પરમાત્માનું સ્મરણ કરતો થકો જે મનુષ્ય દેહને ત્યજી જાય છે; તે પરમગતિને પામે છે. ૧૨, ૧૩

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४

પરંતુ હે પાર્થ ! (આગળ કહ્યું તેમ) જે અનન્ય ચિત્તથી, નિરંતર અને નિત્યપ્રતિ મારૂં સ્મરણ કરે છે; તેવા નિત્યયુક્ત (અને સર્વ લૌકિક કામનાઓને ત્યજી ચૂકેલા) યોગીનેજ હું (એવી રીતે પ્રયાણકાળે સ્મરણમાં આવવો) સુલભ છું. ૧૪

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥

(એવીરીતે અભ્યાસ કરીને જીવનકાળમાં) પરમ સંસિદ્ધિને પામી ચૂકેલા મહાત્માઓ (પ્રયાણકાળે પણ) મને પામીને પછી આ દુઃખના ધામરૂપ અને નાશવંત (એવા સંસારમાં) પુનર્જન્મને પામતા નથી.

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।

मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥

કેમકે હે અર્જુન! આ લોકથી માંડીને બ્રહ્મલોક સુધીના બધા લોકો પુનર્જન્મમાં નાખવાવાળા છે; અને હે કૌંતેય! મને પામે તેનેજ પુનર્જન્મ થતો નથી.

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥

બ્રહ્માનો દિવસ હજાર ચતુર્યુગી જેટલો તથા રાત્રિ હજાર ચતુર્યુગી જેટલી જેઓ યથાવત્ જાણે છે; તે મનુષ્યો રાત્રિ–દિવસને જાણનારા છે. ૧૭

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥

બ્રહ્માનો દિવસ આવતાં સર્વ વ્યક્તિઓ અવ્યક્ત નામના સ્વરૂપમાંથી પ્રકટે છે; અને રાત્રિ આવતાં પાછી તેજ અવ્યક્ત સ્વરૂપમાં લય પામે છે. ૧૮

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥

આ પ્રમાણે હે પાર્થ! આ તેનો તેજ પ્રાણીસમુદાય પ્રકટી પ્રકટીને રાત્રિ આવ્યે પરવશપણે લય પામે છે અને દિવસ આવ્યે પ્રકટ થાય છે. ૧૯

परस्तस्मात्तु भावोऽन्यो व्यक्तोऽव्यक्तात्सनातनः।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥

પરંતુ તે અવ્યકતથી પણ અવ્યકત અને પરમશ્રેષ્ઠ બીજું જે સનાતન સ્વરૂપ છે; તે સચ્ચિદાનંદઘન પરમાત્મસ્વરૂપ સર્વ ભૂતોમાં રહેલું છે તોપણ તેમનો નાશ થવાથી નાશ પામતું નથી. ૨૦

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥२१॥

એ પરમ અવ્યક્ત તત્ત્વ કે જેને 'અક્ષર' કહ્યું છે; 'પરમગતિ' પણ કહે છે; અને જેને પામીને પાછું આ લોકમાં આવવું પડતું નથી; તે મારૂં 'પરમધામ' છે.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया।
यस्यांतः स्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२

પરંતુ હે પાર્થ ! જે પરમગતિરૂપ પરમાત્માની અંતર્ગત સર્વ ભૂતો રહેલાં છે; અને જે પરમાત્માથી આ સર્વ જગત પરિપૂર્ણ છે; તે 'પરમ પુરુષ'ને અનન્ય શ્રદ્ધા—ભકિતવડે પામી શકાય છે. ૨૨

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥

હવે હે ભરતશ્રેષ્ઠ ! જે કાળમાં શરીરને છોડી જનારા યોગી પાછા જન્મતા નથી અને જે કાળમાં જનારા પાછા જન્મે છે; તે કાળવિષે કહીશ. ૨૩

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥**

અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના છ માસ; એ સમયોમાં પ્રયાણ કરનારા બ્રહ્મવેત્તા યોગીજનો પરમાત્માને પામે છે. ૨૪

**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।**
**तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥**

ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ અને દક્ષિણાયનના છ માસ; એ સમયોમાં શરીર છોડનારા યોગી ચંદ્રમાની જ્યોતિને પ્રાપ્ત થઇ છેવટે પાછા અહીં જન્મે છે. ૨૫

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।**
**एकया यात्यनावृत्तिमन्ययाऽवर्तते पुनः ॥२६॥**

આ પ્રમાણે જગતની શુક્લા અને કૃષ્ણા* એ બે ગતિઓ શાશ્વત મનાઇ છે કે જેમાંની પહેલીમાં પુનર્જન્મ નથી અને બીજીમાં પુનર્જન્મ થાય છે. ૨૬

* શુક્લા એટલે દેવયાન અને કૃષ્ણા એટલે પિતૃયાન.

**नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥**

પરંતુ હે પાર્થ ! એ ગતિઓને યથાવત્ જાણનારો કોઈ પણ યોગી (એ માન્યતા ઉપર ) મોહિત થતો નથી. માટે હે અર્જુન ! તું (શ્રેષ્ઠ ગતિ પામવા માટે) સર્વ કાળમાં યોગયુક્ત થા. ૨૭

**वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥**

યોગી પુરુષ ઉત્તમ ગતિના આ રહસ્યને (હવે પછી વિસ્તારથી કહેવાશે તેવું યથાવત્) સમજે છે તેથીજ વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં અને દાનોમાં જે જે પુણ્યફળ કહ્યાં છે; તે બધાં ફળોને ઓળંગી જાય છે. (અર્થાત્ તે તે સર્વ તુચ્છ અને અનિત્ય એવાં આ લોકનાં તેમજ પરલોકનાં ફળોની ઇચ્છા ત્યજી દે છે અને સચ્ચિદાનંદઘન પરમધામનીજ સાધના કરે છે અને તેને પરિણામે લોક-પરલોકના )પદાર્થમાત્રના આદિરૂપ સનાતન પરમધામને પામે છે. ૨૮

इतिश्री अक्षरब्रह्मयोगो नामाष्टमोऽध्यायः ॥ ८ ॥



# अध्याय ९ मो–राजविद्या–राजगुह्ययोग

श्रीभगवानुवाच । श्री ભગવાન કહે છે:—

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥**

તું દોષદૃષ્ટિરહિત હોવાથી તને એ (પરમ ગતિનું) અત્યંત ગુહ્ય જ્ઞાન તેના રહસ્યસહિત કહીશ કે જેને જાણીને તું આ અશુભથી (અસત્–જડ–દુઃખમય સંસારના માર્ગથી) મોક્ષ પામીશ–છૂટી શકીશ. ૧

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

આ જ્ઞાન રાજાઓની વિદ્યા–સર્વ વિદ્યાઓનો રાજા, સર્વ ગુહ્યો કરતાં વધારે ગુહ્ય રાખવા જેવું, પરમપવિત્ર, ઉત્તમોત્તમ, પ્રત્યક્ષ સમજાય તેવું, ધર્મ-યુક્ત, પાલન કરવામાં (અને દાન કરવામાં) બહુ સુખદાયક તથા અવ્યય છે. (ઘટે નહિ તેવું-

નિર્દોષ–વિકારરહિત છે.) ૨

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥**

હે પરંતપ ! આ જ્ઞાનમય ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનારા પુરુષો મને નહિ પામતાં વારંવાર જન્મ-મૃત્યુવાળા સંસારના માર્ગમાં પાછા ફરે છે. ૩

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥**

આ સર્વ જગત મારા અવ્યક્ત–અદૃશ્ય–રૂપથી ભરપૂર છે; અને એ બધાં ભૂતો (એ અવ્યક્ત રૂપ-સહિત) મારામાં સમાઇ રહેલાં છે; પરંતુ હું કાંઈ તેમનામાં બધો સમાઈ રહેલો નથી. (અર્થાત્ અનંત બ્રહ્માંડોથી પણ અત્યંત વિશાળ છું.) ૪

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥**

(મારી પરમાત્માની વાત તો અલગ રહી પણ) મારો તે અવ્યક્ત આત્મા (કે જે આ બધાં અપાર) ભૂતોનું ધારણ–પોષણ તથા ઉત્પત્તિ ને રક્ષણ કરનારો છે; તે પણ એ ભૂતોમાં (બધો) સમાઇ રહેલો નથી;

અને એ ભૂતો પણ મારા એ અવ્યક્ત આત્મામાં (સર્વત્ર–બધે) રહેલાં નથી; માટે (એ ઉપરથી પણ) મારા યોગનો પ્રભાવ અને મારો પોતાનો ઈશ્વરીભાવ જો. (કે તે આ સમગ્ર ભૂતોથી અને અવ્યક્તરૂપથી પણ દરેક રીતે કેટલો બધો અનંત અમાપ હશે.)૫

यथाऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥

જેમ સર્વત્ર ગતિ કરનારો મહાન વાયુ (તેનાથી અતિ વિશાળ) આકાશમાં ઉપજીને સદા (તેના એકજ ભાગમાં) રહેલો છે; તેમ આ સર્વ ભૂતો પણ (અવ્યક્ત રૂપમાંથી ઉપજીને) મારા(એકજ અંશ)માં રહેલાં જાણ

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७

હે કૌંતેય! કલ્પને અંતે એ સર્વે ભૂતો પાછાં મારી એ અવ્યક્ત પ્રકૃતિમાં આવી મળે છે; અને કલ્પ-ના આરંભમાં પાછાં એમાંથી હું તેઓને સૃજું છું. ૭

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

સ્વભાવથીજ પ્રકૃતિને વશ તથા પરાધીન એવાં

આ સર્વ ભૂતોના સમૂહની આવી ઘડભાંગ હું મારી અવ્યક્ત પ્રકૃતિનો આશ્રય કરીને વારંવાર કરૂં છું. ૮

न च मां तानि कर्माणि निबध्नंति धनंजय।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

પરંતુ હે અર્જુન! એ ઉત્પત્તિ-નાશનાં કર્મ હું અનાસક્ત તથા ઉદાસીન જેવો રહીને કરતો હોવાથી મને તે કર્મો બાંધી શકતાં નથી. ૯

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥ १० ॥

હે કૌંતેય! મારા અધિષ્ઠાનપણાથી (આધારથી) એ પ્રકૃતિજ સચરાચર જગતને પ્રસવે છે; અને તેથી આ જગત પણ આવાગમનમાં ફર્યા કરે છે. ૧૦

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥
मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः॥१२॥

(આ પ્રમાણે મારાજ અધિષ્ઠાનપણાથી જન્મેલા અને) માનવી શરીરના આશ્રિત છે તોપણ મારા સર્વથી શ્રેષ્ઠ એવા પરમાત્મસ્વરૂપને જાણવા નહિ

ઇચ્છનારા આ મૂઢ લોકો, મારી-સર્વ ભૂતોના મહેશ્વરની-અવજ્ઞા કરે છે; તથા (ખરી રીતે અસત્ જડ અને દુઃખમય એવા લૌકિક પદાર્થોમાંજ) વૃથા જ્ઞાનવાળા, વૃથા આશાવાળા, વૃથા ચિંતનવાળા અને વૃથા કર્મ કરનારા હોઇને (તેના પરિણામે) તેઓ મોહાંધ કરનારી એવી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો આશ્રય લે છે. ૧૧,૧૨

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥**
**सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।**
**नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४**

પરંતુ હે પાર્થ ! મહાત્માઓ તો મને પરમાત્માનેજ સર્વ ભૂતોના મૂળરૂપ અને નાશરહિત જાણતા હોવાથી તેઓ દૈવી પ્રકૃતિનો આશ્રય લઇને અનન્ય મનથી મનેજ ભજે છે; તથા (મારીજ પ્રાપ્તિમાટે) દૃઢ વ્રત-દૃઢ નિશ્ચય-વાળા થઇને નિરંતર મારાજ ગુણમાહાત્મ્યનું કીર્તન કરતા થકા, ઇંદ્રિયદમન કરતા થકા, નમસ્કાર કરતા થકા તથા સદા મારામાંજ ચિત્ત જોડતા થકા અનન્યભક્તિથી મને ઉપાસે છે.

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।**

एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥

વળી બીજાઓ મને-સર્વ તરફ મુખવાળા વિરાટ્ સ્વરૂપને જ્ઞાનયજ્ઞથી પૂજતા થકા અભેદભાવથી, ભેદભાવથી અથવા અનેકભાવથી પણ ઉપાસે છે. ૧૫

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

કેમકે શ્રૌતયજ્ઞ હું છું; સ્માર્તયજ્ઞ હું છું; પિતૃઓને અર્પણ કરાતું સ્વધા અન્ન હું છું; યજ્ઞમાટેની ઔષધિ હું છું; હવનના મંત્ર હું છું; ઘૃત હું છું; અગ્નિ હું છું અને હવનક્રિયા પણ હું જ છું.

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥१७॥

વળી આ સમગ્ર જગતનો પિતા, માતા, ધારણકર્તા, પિતામહ તથા જાણવા યોગ્ય પવિત્ર ૐકાર, ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું જ છું. ૧૭

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८॥

વળી સર્વનો ગતિરૂપ, પોષણકર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસસ્થાન, શરણ, સુહૃદ, ઉત્પત્તિ, પ્રલય, સ્થિતિ,

નિધાન અને અવિનાશી બીજ પણ હું જ છું. ૧૮

तपाम्यहमहं वर्षं निगृह्णात्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

હે અર્જુન! સૂર્યરૂપે તપીને હું જ વરસાદને ખેંચું છું અને પાછો વરસાવું છું. વળી અમૃત અને મૃત્યુ તથા સત્ અને અસત્ સર્વ કાંઇ હું જ છું. ૧૯

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते । ते पुण्यमासाद्य सुरेंद्रलोक-मश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥

ત્રણે વેદોમાં કહેલાં સકામ કર્મો કરનારા, સોમ-રસ પીનારા અને પાપોથી રહિત થયેલા એવા સકામી પુરુષો, કે જેઓ યજ્ઞોવડે મને પૂજીને સ્વર્ગપ્રાપ્તિની પ્રાર્થના કરે છે; તેઓ પવિત્ર ઇંદ્રલોકને પામીને સ્વ-ર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગોને ભોગવે છે. ૨૦

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति । एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥ २१ ॥

પણ તેઓ તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ક્ષીણ થતાં પાછા મૃત્યુલોકમાં જન્મે છે; અને

એવી રીતે ત્રણે વેદોમાં સ્વર્ગના સાધનરૂપે કહેલા સકામ ધર્મને શરણ થયેલા તે ભોગેચ્છુઓ (આ અશુભ સંસારમાં) આવાગમન પામ્યા કરે છે. ૨૧

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२

અને જે નિષ્કામી જનો મને પરમાત્માને અનન્યભાવે ચિંતવતા થકા રૂડે પ્રકારે ઉપાસે છે; તેવા સદા મારામાં જોડાઇ રહેનારાઓનું યોગ અને ક્ષેમ* સર્વ પ્રકારે હું પોતે વહન કરૂં છું. ૨૨

येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥२३॥

હે કૌંતેય! જે સકામી ભકતો શ્રદ્ધાપૂર્વક બીજા દેવોને ભજે-પૂજે છે, તેઓ અવિધિપૂર્વક તેમ કરે છે, છતાં અજ્ઞાનપૂર્વક પણ મનેજ પૂજે છે. ૨૩

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥२४॥

કારણ કે સર્વ યજ્ઞોનો ભોકતા તથા સ્વામી તત્ત્વથી તો હુંજ છું. તેઓ તત્ત્વથી મને તેવો જાણતા નથી, તેથીજ એમ આવાગમનમાં પડ્યા કરે છે. ૨૪

* યોગ=અપ્રાપ્ત પદાર્થની પ્રાપ્તિ. ક્ષેમ=પ્રાપ્તપદાર્થનું રક્ષણ.

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम्

આ પ્રમાણે દેવોને ઉપાસનારા દેવોને, પિતૃઓને પૂજનારા પિતૃઓને અને ભૂતોને ભજનારા ભૂતોને પામે છે; તેમ મને ભજનારા મને પણ પામે છે.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

જે પ્રયત્નવાન મનુષ્ય મને પત્ર, પુષ્પ, ફળ કે જળ પણ ભકિતપૂર્વક અર્પણ કરે છે; તેની તે ભકિતયુકત અર્પાયેલી ભેટને હું પ્રેમથી સ્વીકારૂં છું. ૨૬

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यासि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

માટે તું પણ જે કાંઇ કરે, જે કાંઇ જમે, જે કાંઈ હોમે, જે કાંઇ દાન કરે ને જે કાંઇ તપ કરે, તે સર્વ હે કૌંતેય! મને અર્પણ કરતો રહે. ૨૭

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८

કેમકે એવી રીતે તું અંતઃકરણને કર્માર્પણ-
૩૫ સંન્યાસયોગમાં જોડવાથી, કર્મનાં શુભાશુભ

ફળરૂપી બંધનોથી મુક્ત થઈશ અને તેથી આવા-ગમનથી પણ વિમુક્ત થઇને મને પ્રાપ્ત થઇશ. ૨૮

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजांति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्॥**

યદ્યપિ હું સર્વ ભૂતોમાં સમાન છું, કેમકે મારે કોઇ દ્રોહી પણ નથી અને પ્રિય પણ નથી; છતાં પણ જેઓ મને શ્રદ્ધાભક્તિથી ભજે છે તેઓ (એવા વિશેષ યત્નદ્વારા) મારામાં (વિશેષ જોડાઇ) રહે છે; તેમ હું પણ તેમનામાં (વિશેષરૂપે) રહું છું. ૨૯

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥**
**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।**
**कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥**

કોઇ અતિ દુરાચારી પણ મને અનન્ય શ્રદ્ધા-ભક્તિથી—એકનિષ્ઠાથી—ભજતો હોય તો તેને સાધુજ માનવો યોગ્ય છે. કેમકે તે હવે યોગ્ય નિશ્ચયવાળો થવાથી સત્વર ધર્માત્મા થાય છે અને શાશ્વત શાંતિ-રૂપ મોક્ષનાજ માર્ગમાં ચાલે છે. વળી હે કૌંતેય! તું નક્કી જાણજે કે, (એવો ખરે રસ્તે ચઢેલો) મારો ભક્ત કદી પણ નાશ(કે અધોગતિ) પામતો નથી. ૩૦,૩૧

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम्
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा॥
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्॥३३॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः॥३४॥

કેમકે હે પાર્થ! સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો અને બીજા પાપી જાતિમાં જન્મનારાઓ મારા આશ્રિત થવાથી પરમગતિને પામે છે; તોપછી પવિત્ર બ્રાહ્મણો અને ભક્ત રાજર્ષિઓ માટે તો કહેવુંજ શું? માટે તું આ અનિત્ય અને સુખરહિત લોકને પામીને (પાછું વારંવાર આ અશુભ લોકમાં આવવું પડે નહિ તેટલા માટે અજ–અવિનાશી અને સચ્ચિદાનંદઘન એવા) મને પરમાત્માનેજ ભજ; મારામાંજ મન રાખ; મારોજ ભક્ત થા; મન–કર્મ–વાણી–વડે કરાતાં સર્વ કર્મો મને અર્પણ કરતો રહે અને મને સર્વશ્રેષ્ઠ પરમાત્માને નમસ્કાર કર. કેમકે એ પ્રમાણે મારે શરણ–પરાયણ–થઇને શરીર તથા અંતઃકરણને મારામાં જોડવાથી તું મનેજ પ્રાપ્ત થઇશ. ૩૨–૩૪

इति श्रीराजविद्या–राजगुह्ययोगो नाम नवमोऽध्यायः॥९॥



# अध्याय १० मो–विभूतियोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ–

**भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥**

હે મહાબાહો! વળી પણ મારૂં ઉત્તમ વચન સાંભળ. તું મારાપર પ્રીતિવાળો હોવાથી તારા હિતની ઇચ્છાથી તને કહીશ. ૧

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥**

કદીપણ મારી ઉત્પત્તિ થઈ હોય, એવું દેવલોકો તથા મહર્ષિઓ સુદ્ધાં જાણતા–માનતા–નથી. કેમકે એ દેવતાઓનું અને મહર્ષિઓનું પણ આદિસ્થાન (અર્થાત્ બીજ–મૂળ ઉત્પત્તિસ્થાન) સર્વ પ્રકારે હું છું.

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३॥**

જે કોઇ મને એવો અજન્મા, અનાદિ અને સર્વ લોકોનો મહેશ્વર જાણે છે; તેજ આ મરવાવાળા લોકોમાં મોહરહિત થઇને સર્વ પાપોથી છૂટે છે. ૩

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

સદ્બુદ્ધિ, તત્ત્વજ્ઞાન, નિર્મોહિતા, ક્ષમા, સત્ય, ઈંદ્રિયનિગ્રહ, મનોનિગ્રહ, સુખદુઃખ, જન્મ, મૃત્યુ, ભય, અભય, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ, અપયશ ઇત્યાદિ જૂદાજૂદા પ્રકારના ભાવ પ્રાણીઓમાં ઉપજે છે તે પણ બધા મારાથીજ ઉપજે છે.

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६

પૂર્વના સાત મહર્ષિઓ તથા ચાર મનુઓ કે જેમનાથી આ લોકમાં આ બધી પ્રજા થઇ છે; તેઓ પણ મારાજ મનોભાવથી–સંકલ્પથી–ઉપજેલા છે. ૬

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

મારી આવી અનેકવિધ યોગવિભૂતિને જે તત્ત્વથી અર્થાત્ યથાવત્ જાણે છે; તે તો અડગભાવે યોગદ્વારા મારામાંજ જોડાય છે, એમાં સંશય નથી.

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥८॥

કેમકે હુંજ સર્વની ઉત્પત્તિનું કારણ છું અને સર્વ જગત મારીજ સત્તાસ્ફુર્તિથી ક્રિયા કરે છે; એમ માનીને બુદ્ધિમાનો ભાવાવિષ્ટ થતા થકા મનેજ ભજે છે.

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥९॥

તેઓ મારામાંજ ચિત્ત અને પ્રાણને સ્થિર કરતા રહીને વાણીવડે પણ પરસ્પરમાં સદા મારાજ ગુણમાહાત્મ્ય દર્શાવતા રહી સંતોષ પામે છે; તથા નિત્યપ્રતિ મારૂંજ કથન–કીર્તન કરતા થકા આનંદ પામે છે.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥१०॥

એવા સદા ધ્યાનકીર્તનમાં મચ્યા રહી પ્રીતિપૂર્વક મને ભજનારાઓને હું એવી બુદ્ધિનો યોગ આપું છે કે જેનાવડે તેઓ મને પ્રાપ્ત થઈ શકે છે.

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता॥११

તેઓ પ્રત્યેની અનુકંપાને લીધે એ બુદ્ધિદ્વારા હું તેમના અંતઃકરણમાં સ્થિત થઇને જ્ઞાનરૂપી પ્રકાશિત જ્યોતિવડે અજ્ઞાનજન્ય અંધકારનો નાશ કરૂં છું. ૧૧

अर्जुन उवाच। અર્જુન કહે છે:—

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३

દેવર્ષિ નારદ, અસિત, દેવલ, વ્યાસ અને સર્વ ઋષિઓ આપને પરબ્રહ્મ, પરમ ધામ, પરમ પવિત્ર, સનાતન પુરુષ, દિવ્ય આદિદેવ, અજન્મા અને સર્વ-વ્યાપક કહે છે; તેવુંજ આપ પોતે પણ મને કહો છો.

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः॥१४॥

તેથી હે કેશવ! આ જે કાંઇ આપ મને કહો છો તે બધું હું સત્ય માનું છું. હે ભગવન્! આપના સ્વરૂપ-ને નથી દેવો જાણતા કે નથી દાનવો જાણતા. ૧૪

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

હે પુરુષોત્તમ! હે ભૂતોને ઉત્પન્ન કરનારા! હે સર્વ ભૂતોના ઈશ્વર! હે દેવોના દેવ! હે જગત્પતે! આપ પોતેજ પોતાને પોતાવડે યથાવત્ જાણો છો. ૧૫

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥

માટે આપ પોતાની જે જે વિભૂતિઓદ્વારા આ લોક-પરલોકમાં વ્યાપીને રહો છો; તે સંપૂર્ણ રીતે કહેવાને એક આપજ યોગ્ય છો. ૧૬

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७
विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८

હે યોગિન્! હું સદા કેવી રીતે ચિંતન કરતો થકો આપને જાણી શકું; અને હે ભગવન્! આપ કયા કયા ભાવોમાં (સ્વરૂપોમાં) મારે ચિંતવવા યોગ્ય છો; તે સમજવા સારૂ હે જનાર્દન! આપની યોગ-શક્તિને અને વિભૂતિઓને ફરી પણ વિસ્તારથી

કહો. કેમકે આપનાં સત્યપૂર્ણ વચનામૃત સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. ૧૭,૧૮

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:–

**हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यतो विस्तरस्य मे ॥१९**

ઠીક! પરંતુ તને મારી દિવ્ય વિભૂતિઓ મુખ્ય મુખ્ય કહીશ; કેમકે હે કુરુશ્રેષ્ઠ! મારી બધી વિભૂતિઓના વિસ્તારનો તો અંતજ આવે તેમ નથી. ૧૯

**अहमात्मा गुडाकेश सर्वभूताशयास्थितः ।**
**अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥२०॥**

હે ગુડાકેશ અર્જુન! સર્વ ભૂતોના અંતઃકરણમાં (બીજાં અંગો કરતાં વિશેષ) આત્મારૂપે હુંજ રહેલો છું; અને ભૂતોનો આદિ, મધ્ય તથા અંત પણ હુંજ છું.

**आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥**

આદિત્યોમાં વિષ્ણુ હું છું; પ્રકાશિત જ્યોતિઓમાં કિરણોવાળો સૂર્ય હું છું; વાયુદેવતાઓમાં મરીચિ હું છું અને નક્ષત્રોમાં ચંદ્રમા હું છું. ૨૧

**वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।**

**इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२**

વેદોમાં સામવેદ હું છું;[1] દેવોમાં ઇંદ્ર હું છું; ઇંદ્રિયોમાં મન હું છું[2] અને ભૂતોમાં ચેતના હું છું.[3] ૨૨

**रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।**
**वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३**

એકાદશ રુદ્રોમાં શંકર હું છું, યક્ષ અને રાક્ષસોમાં ધનનો સ્વામી કુબેર હું છું; આઠ વસુઓમાં અગ્નિ હું છું અને શિખરવાળા પદાર્થોમાં સુમેરુ હું છું.

**पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।**
**सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥२४॥**

હે પાર્થ! પુરોહિતોમાં મુખ્ય એવો બૃહસ્પતિ મને જાણ; સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું અને જળાશયોમાં સાગર હું છું. ૨૪

**महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।**

---

૧ કેમકે સામવેદમાંની ઉચ્ચ ભાવનાઓ તથા પ્રાર્થનાઓ સંગીતરૂપે ગાઇ શકાવાથી પરિણામ સત્વર આવે છે.

૨ કારણ કે મન-મનન-વિચાર જે પણ રસ્તે પ્રેરે, તેજ રસ્તે માણુસની સ્થૂળ તથા સૂક્ષ્મ ઇંદ્રિયો પ્રેરાય છે.

૩ કેમકે ચેતના હોય ત્યાંસુધીજ તે પદાર્થ પ્રિય લાગે છે અને ચેતના ગઈ કે તરત નકામો ને અપ્રિય લાગે છે.

**यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५**

મહર્ષિઓમાં ભૃગુ હું છું; વાણીમાં એકાક્ષર ૐકાર હું છું; યજ્ઞોમાં જપયજ્ઞ હું છું અને સ્થાવર વસ્તુઓમાં હિમાલય હું છું. ૨૫

**अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।**
**गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६**

સર્વ વૃક્ષોમાં પીંપળો હું છું; દેવર્ષિઓમાં નારદ હું છું; ગંધર્વોમાં ચિત્રરથ હું છું અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું. ૨૬

**उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।**
**ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७॥**

અશ્વોમાં અમૃતમંથનથી નીકળેલો ઉચ્ચૈઃશ્રવા, ગજેન્દ્રોમાં ઐરાવત અને પુરુષોમાં રાજા* મને જાણ.

**आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।**
**प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८**

હથિયારોમાં વજ્ર હું છું; પ્રજાની ઉત્પત્તિમાં કંદર્પ-ભોગેચ્છા હું છું; અને સર્પોમાં વાસુકિ હું છું. ૨૮

**अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।**

* પણ એ દેવાંશી રાજાની વાત છે; આસુરીની નહિજ.

**पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥**

નાગોમાં શેષનાગ હું છું; જળચરોમાં વરુણ હું છું; પિતૃઓમાં અર્યમા હું છું અને નિયમન કરનારાઓમાં યમરાજ હું છું. ૨૯

**प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।**
**मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥**

દૈત્યોમાં પ્રહ્લાદ હું છું; કાળ ગણનારાઓમાં કાળ હું છું; પશુઓમાં મૃગરાજ સિંહ હું છું અને પક્ષીઓમાં ગરુડ હું છું. ૩૦

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१**

પવિત્ર કરનારા પદાર્થોમાં પવન હું છું; શસ્ત્રધારીઓમાં રામ હું છું; જળચર પ્રાણીઓમાં મગર હું છું અને જળપ્રવાહોમાં જાહ્નવી ગંગા હું છું.

**सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२**

હે અર્જુન! સૃષ્ટિઓનો આદિ, મધ્ય તેમજ અંત હું છું; વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું અને વિવાદ કરનારાઓમાં વાદ (અર્થાત્ વાણી) હું છું.

अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३

અક્ષરોમાં 'અ'કાર હું છું; સમાસોમાં દ્વંદ્વ-સમાસ હું છું; કાળોમાં ક્ષયરહિત કાળ હું છું અને સર્વ તરફ મુખવાળો વિધાતા–બ્રહ્મા–તે પણ હું છું.

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिःश्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिःक्षमा॥

સર્વનો નાશ કરનાર મૃત્યુ પણ હું છું અને ભવિષ્યમાં થનારાઓની ઉત્પત્તિ પણ હું છું. વળી સ્ત્રીઓમાં જે કીર્તિ, શોભા, વાણી, સ્મરણશક્તિ, બુદ્ધિ, ધીરજ અને ક્ષમા છે; તે પણ હું છું. ૩૪

बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥

વળી ગાવા યોગ્ય શ્રુતિઓમાં બૃહત્સામ, છં-દોમાં–મંત્રોમાં–ગાયત્રી, માસોમાં માગશર માસ અને ઋતુઓમાં વસંતઋતુ હું છું. ૩૫

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥

છળ કરનારાઓનો જુગાર હું છું; તેજસ્વી મ-

નુષ્યોનું તેજ હું છું; જીતનારાઓનો વિજય હું છું; વ્યવસાયી જનોનો વ્યવસાય–અર્થાત્ નિશ્ચય હું છું અને સાત્વિક મનુષ્યોમાં સત્ત્વ હું છું. ૩૬

वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः॥३७

વૃષ્ણી યાદવોમાં વાસુદેવ હું છું; પાંડવોમાં અર્જુન હું છું; મુનિઓમાં વેદવ્યાસ પણ હું છું અને કવિઓમાં શુક્રાચાર્ય કવિ હું છું. ૩૭

दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम्।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम्॥३८

દમન કરનારાઓનો દંડ હું છું; જીતવા ઈચ્છનારાઓની નીતિ હું છું; ગુપ્ત રાખનારાઓમાં મૌન હું છું અને જ્ઞાનવાનોમાં જ્ઞાન હું છું. ૩૮

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम्॥

ટૂંકમાં હે અર્જુન! સર્વ ભૂતપદાર્થોની ઉત્પત્તિનું મૂળકારણ જે બીજ, તે પણ હુંજ છું; કારણ કે સ્થાવર તેમજ જંગમમાં જે કાંઇ પદાર્થો હોય તે મારા સિવાય કોઇ રીતે હોઈ શકેજ નહિ. ૩૯

नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥

હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી, એટલે આ વિભૂતિઓનો વિસ્તાર મેં માત્ર ઉદ્દેશ પૂરતો-સંક્ષેપમાંજ કહ્યો છે. ૪૦

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

ટુંકમાં જે જે પ્રાણી કે પદાર્થ વિભૂતિવાન, સૌંદર્યવાન કિંવા પરાક્રમી હોય; તેને તેને તું મારાજ તેજના અંશથી ઉત્પન્ન થયેલા જાણ. ૪૧

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२

અથવા હે અર્જુન! આવું બહુ જાણવાથી તારે કયું પ્રયોજન છે? માત્ર એકજ અંશથી હું આ સમગ્ર જગતને ધારણ કરીને રહ્યો છું. (એટલું પણ, મારૂં માહાત્મ્ય જાણવા માટે બસ છે.) ૪૨

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
विभूतियोगो नाम दशमोऽध्यायः ॥ १० ॥




વિશ્વરૂપદર્શન



# अध्याय ११ मो-विश्वरूपदर्शनयोग

अर्जुन उवाच । અર્જુન કહે છે:—

**मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥**

આપે મારાપર કૃપા કરીને અધ્યાત્મજ્ઞાનનાં જે પરમ ગુહ્ય વચન કહ્યાં તેથી મારો એ મોહ જતો રહ્યો છે.

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥**

કેમકે હે કમળપત્રાક્ષ! ભૂતોની ઉત્પત્તિ અને નાશને મેં વિસ્તારથી આપની પાસે સાંભળ્યાં અને આપનું અવિનાશી માહાત્મ્ય પણ સાંભળ્યું. ૨

**एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।**
**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥**

હે પરમેશ્વર! આપ પોતાને જેવા કહો છો તે-

વાજ છો; પરંતુ હે પુરુષોત્તમ! આપના એ ઐશ્વ-
ર્યયુક્ત સ્વરૂપને હું સાક્ષાત્ જોવા ઇચ્છું છું. ૩

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

હે પ્રભો! આપનું તે અવિનાશી રૂપ જો મારાથી જોવાવું શક્ય છે, એમ માનતા હો; તો હે યોગેશ્વર! આપ તે સ્વરૂપનું દર્શન કરાવો. ૪

श्रीभगवानुवाच। શ્રી ભગવાન કહે છેઃ—

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥

હે પાર્થ! મારાં નાના પ્રકારનાં તથા અનેક રંગ ને આકૃતિવાળાં સેંકડો અને હજારો દિવ્ય રૂપોને જો.

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

હે ભારત! આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમારો, મરુદ્ગણો અને પૂર્વે નહિ જોયેલાં એવાં પુષ્કળ આશ્ચર્યો જો. ૬

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम्।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

હે ગુડાકેશ! સર્વ ચરાચર જગતને તથા બીજું પણ જે કાંઇ જોવા ઇચ્છે તે સર્વને મારા આ શરીરમાં હવે એકત્ર થયેલું જો. ૭

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

પણ તું મને તારી આ પ્રાકૃત આંખોથી જોઇ શકીશ નહિ; માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું તેનાથી તું મારૂં યોગસામર્થ્ય જો. ૮

संजय उवाच । સંજય કહે છેઃ–

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९॥

હે ધૃતરાષ્ટ્ર! મહાયોગેશ્વર હરિએ એ પ્રમાણે કહીને પછી અર્જુનને પોતાનું પરમ ઐશ્વર્યવાળું વિશ્વરૂપ દેખાડ્યું. ૯

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥

એ સ્વરૂપ અનેક મુખો અને આંખોવાળું, અનેક અદ્દભુત દેખાવોવાળું, અનેક દિવ્ય ભૂષણોવાળું અને ઉગામેલાં અનેક આયુધોવાળું હતું. ૧૦

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।

सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

દેવનું તે સ્વરૂપ અનંત, સર્વ તરફ મુખોવાળું, સર્વ આશ્ચર્યથી ભરપૂર, દિવ્ય માળા અને વસ્ત્ર ધારણ કરેલું તથા દિવ્ય ગંધનું લેપન કરેલું હતું. ૧૧

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥

આકાશમાં એકસાથે હજાર સૂર્યોનો પ્રકાશ પ્રકટે તોજ તે, તે વિશ્વરૂપની કાંતિને મળતો આવે. ૧૨

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥
ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

તે સમયે અનેક પ્રકારે વહેંચાયલા સમગ્ર જગતને અર્જુને ત્યાં દેવાધિદેવ શ્રીકૃષ્ણના શરીરમાં એકઠું થયેલું જોયું; ત્યારે તે આશ્ચર્યચકિત તથા હર્ષથી રોમાંચિત થયો અને વિશ્વરૂપ દેવને શિરસા પ્રણામ કરીને તથા હાથ જોડીને બોલ્યો. ૧૩,૧૪

अर्जुन उवाच । અર્જુન કહે છેઃ—

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूत-

विशेषसंघान् । ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

હે દેવ ! આપના દેહમાં હું સર્વ દેવોને, અનેક પ્રકારનાં પ્રાણી–પદાર્થોના સમૂહોને, કમળાસન પર બેઠેલા પ્રજાપતિ બ્રહ્માને, સર્વ ઋષિઓને તથા દિવ્ય સર્પોને જોઉં છું. ૧૫

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् । नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥ १६ ॥

હે વિશ્વેશ્વર ! આપને હું સર્વ બાજુએથી અનેક બાહુ, પેટ, મુખ અને નેત્રવાળા તથા અનંત રૂપવાળા જોઉં છું; તથા હે વિશ્વરૂપ ! આપના અંતને, મધ્યને અને આદિને દેખતો નથી. ૧૬

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् । पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

આપને હું મુકુટધારી, ગદાધારી, ચક્રધારી, તેજના અંબારરૂપ, સર્વ બાજુથી પ્રકાશમાન, જોઈ ન શકાય એવા પ્રકાશિત અગ્નિ તથા સૂર્યના જેવા

તેજવાળા અને સર્વ તરફથી માપવિનાના જોઉં છું.

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् । त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥

આપ સર્વશ્રેષ્ઠ, જાણવા યોગ્ય અને અવિનાશી છો; આપ આ વિશ્વના પરમ આધાર છો; આપ શાશ્વત ધર્મના રક્ષક છો અને આપ સનાતન પુરુષ છો; એવો મારો મત છે. ૧૮

अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम्। पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥ १९ ॥

આપને હું આદિ, મધ્ય ને અંતવિનાના, અનંત શક્તિવાળા, અનંત બાહુવાળા, ચંદ્ર અને સૂર્ય જેવાં નેત્રોવાળા, સળગતા અગ્નિ જેવાં મુખવાળા અને પોતાના તેજવડે આ વિશ્વને તપાવી રહેલા જોઉં છું.

द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः । दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥

હે મહાત્મન્! સ્વર્ગ અને પૃથ્વી વચ્ચેનું આ

સર્વ અંતર તથા સર્વ દિશાઓ એક આપથીજ ભરપૂર થઇ ગઇ છે તથા આપનું આ અદ્દભુત અને ઉગ્ર રૂપ જોઇને ત્રણે લોક ગભરાઈ રહ્યા છે. ૨૦

अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः
प्रांजलयो गृणंति । स्वस्तीत्युक्त्वा महर्षिसिद्ध-
संघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

દેવતાઓનાં આ ટોળાં આપમાંજ પ્રવેશ કરે છે; કંઇએક ભય પામેલાઓ હાથ જોડીને પ્રાર્થના કરે છે; તથા મહર્ષિઓ અને સિદ્ધોના સમૂહો 'સ્વસ્તિ' (કલ્યાણ થાઓ) એમ બોલતાથકા પુષ્કળ સ્તોત્રોવડે આપની સ્તુતિ કરી રહ્યા છે. ૨૧

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ
मरुतश्चोष्मपाश्च । गंधर्वयक्षासुरसिद्धसंघा
वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥

વળી રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો, મરુતો, પિતૃઓ તથા આ ગંધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધના સમૂહો, તેમજ બીજા સર્વ વિસ્મય પામીને આપને જોઇ રહ્યા છે. ૨૨

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहू-

रुपादम् । बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः
प्रव्यथितास्तथाहम् ॥ २३ ॥

હે મહાબાહો ! આપનું આ બહુ મુખો અને આંખોવાળું, બહુ હાથ-પગ અને જાંગોવાળું, બહુ પેટવાળું અને બહુ દાઢોવાળું મહાવિકરાળ રૂપ જોઇને લોકો તથા હું અત્યંત દુઃખ પામ્યા છીએ. ૨૩

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्त-
विशालनेत्रम् । दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा
धृतिं न विंदामि शमं च विष्णो ॥ २४ ॥

આ આકાશને જઇ અડતા, પ્રકાશમાન, અનેક રંગોવાળા તથા ઉઘાડેલા મુખવાળા અને પ્રકાશમાન વિશાળ નેત્રોવાળા આપને જોઇને મારો અંતરાત્મા બહુ દુઃખ પામે છે; તથા હે વિષ્ણો ! મને ધીરજ અને શાંતિ વળતી નથી. ૨૪

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव काला-
नलसंनिभानि । दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

આપનાં વિકરાળ દાઢોવાળાં અને પ્રલયકાળના અગ્નિ જેવાં મુખોને જોતાંજ હું દિશાઓનું ભાન

ભૂલી જાઉં છું અને મને ચેન પડતું નથી; માટે હે દેવેશ ! હે જગન્નિવાસ ! આપ પ્રસન્ન થાઓ. ૨૫

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहै-
वावनिपालसंघैः । भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥
वक्त्राणि ते त्वरमाणा विशांति दंष्ट्राकरालानि
भयानकानि । केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते
चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥

રાજાઓના સમૂહોસહિત ધૃતરાષ્ટ્રના આ સર્વ પુત્રો, તેમજ ભીષ્મ, દ્રોણ તથા આ કર્ણ પણ અમારા મુખ્ય યોદ્ધાઓસહિત આપનાં વિકરાળ દાઢોવાળાં ભયાનક મુખોમાં ઝડપથી પ્રવેશી રહ્યા છે; અને કેટલાક તો ચૂરો થઇ ગયેલાં મસ્તકોસહિત આપના દાંતની વચ્ચેના ભાગોમાં ચોંટેલા દેખાય છે. ૨૬,૨૭

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवा-
भिमुखा द्रवंति । तथा तवामी नरलोकवीरा
विशांति वक्त्राण्यभिविज्वलंति ॥ २८ ॥

જેમ નદીઓના પુષ્કળ જળપ્રવાહો સમુદ્ર તરફજ વહે છે; તેમ આ શૂરવીર પુરુષો આપનાં

પ્રજ્વલિત મુખોમાં પ્રવેશે છે. ૨૮

यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः। तथैव नाशाय विशंति लोका-स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥

જેમ પતંગીઆં મરવા માટેજ મોટા વેગથી સળગતા અગ્નિમાં જઈ પડે છે; તેમ આ લોકો પણ બધા પોતાના નાશને માટે આપનાં મુખોમાં ભારે વેગથી આવી પડે છે. ૨૯

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रा-न्वदनैर्ज्वलद्भिः । तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥

સર્વ તરફથી પ્રકાશિત મુખોવડે આપ સર્વ લોકોને પકડીને ચાટી રહ્યા છો; અને હે વિષ્ણો! આપનો ઉગ્ર પ્રકાશ સમગ્ર જગતને તેજથી ભરપૂર કરીને તપાવી રહ્યો છે. ૩૦

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद। विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

આવા ઉગ્ર રૂપવાળા આપ કોણ છો, તે મને કહો.

હે દેવાધિપતે! આપને નમસ્કાર હો, આપ પ્રસન્ન થાઓ. આપને મૂળ રૂપમાંજ જોવા ઇચ્છું છું; કેમકે આપની આ પ્રવૃત્તિને હું સમજી શકતો નથી. ૩૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:—

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्स-
माहर्तुमिह प्रवृत्तः । ऋतेऽपि त्वां न भविष्यंति
सर्वे येऽवास्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥

હું લોકોનો નાશ કરવાવાળો મહાન કાળ છું. આ લોકોનો નાશ કરવાને અહીં પ્રવૃત્ત થયો છું, અને બંને સેનાઓમાં જે યોદ્ધાઓ આવી ઉભા છે તે સર્વ તારા લડ્યા વિના પણ જીવતા રહેવાના નથી. ૩૨

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रू-
न्भुंक्ष्व राज्यं समृद्धम् । मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथा-
न्यानपि योधवीरान् । मया हतांस्त्वं जहि मा-
व्यथिष्ठा युद्ध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥३४

માટે તું ઉભો થા, શત્રુઓને જીતીને યશ મેળવ અને સમૃદ્ધ રાજ્યને ભોગવ. આ સર્વને તો મેં

પ્રથમથીજ હણી રાખેલા છે; તેથી હે સવ્યસાચી (ડાબા હાથે પણ ધનુષ્ય વાપરી જાણનાર) અર્જુન! તું તો એમાં નિમિત્તમાત્ર થા; અને મારા મારી રાખેલા આ દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને બીજા પણ વીર યોદ્ધાઓને હણ, દુઃખી નહિ થા. રણમાં તુંજ શત્રુઓને જીતીશ, માટે યુદ્ધ કર. ૩૩,૩૪

संजय उवाच । સંજય કહે છેઃ—

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वे-
पमानः किरीटी । नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

કેશવનાં એ વચન સાંભળીને મુકુટધારી અર્જુન હાથ જોડીને કાંપતો થકો નમસ્કાર કરીને તથા ફરીને પણ ભયભીતપણે પ્રણામ કરીને ભગવાન શ્રીકૃષ્ણપ્રત્યે ગદ્‌ગદ્ વાણીથી બોલ્યો. ૩૫

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्य-
त्यनुरज्यते च । रक्षांसि भीतानि दिशो द्रवंति
सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥ ३६ ॥

હે હૃષીકેશ! આ જગતમાં સજ્જનો આપ

પરમાત્માના ગુણકીર્તનવડે અતિ હર્ષ પામે છે અને આપમાં અનુરાગ કરે છે; રાક્ષસો ભય પામીને દિશાઓમાં નાસી જાય છે; અને સર્વ સિદ્ધોના સમૂહો આપને નમસ્કાર કરે છે તે યોગ્યજ છે. ૩૬

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे । अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७॥

હે મહાત્મન્! બ્રહ્માના પણ આદિકર્તા અને સર્વથી શ્રેષ્ઠ એવા આપને તેઓ શામાટે નમસ્કાર ન કરે? કેમકે હે અનંત! હે દેવાધિદેવ! હે જગન્નિવાસ! સત્ અને અસત્‌થી પર એવા જે અવિનાશી પરમાત્મા તે આપજ છો. ૩૭

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् । वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥ ३८॥

આપ આદિદેવ અને સનાતન પુરાણ પુરુષ છો; આપ આ વિશ્વના પરમ નિધાન છો; સર્વને જાણનારા, જાણવાયોગ્ય તેમજ પરમ ધામ પણ આપજ છો; અને હે અનંત રૂપોવાળા! આ સમગ્ર વિશ્વ આપથીજ ભરપૂર છે. ૩૮

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं-
प्रपितामहश्च । नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

આપ વાયુ. યમ, અગ્નિ, વરુણ, ચંદ્રમા, પ્રજાપતિ, બ્રહ્મા અને તેમના પણ પિતા છો. આપને હજારો વાર નમસ્કાર હો, નમસ્કાર હો અને ફરી ફરી પણ આપને નમસ્કાર હો, નમસ્કાર હો. ૩૯

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते
सर्वत एव सर्व । अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं
समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥

હે અનંત સામર્થ્યરૂપ! આપને આગળથી નમસ્કાર હો, પાછળથી નમસ્કાર હો અને હે સર્વના આત્મા! આપને સર્વ બાજુથી નમસ્કાર હો. કેમકે આપ અપાર પરાક્રમી છો અને સર્વ સંસારને વ્યાપીને રહ્યા છો તેથી સર્વરૂપ પણ છો. ૪૦

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव
हे सखेति । अजानता महिमानं तवेदं मया
प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्या-

सनभोजनेषु । एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

આપના આ મહિમાને ન જાણવાથી આપને સખા માનીને મેં પ્રેમથી અથવા પ્રમાદથી હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! એવાં જે કંઇ ભાર દઇને વચન કહેલાં; અને હે અચ્યુત ! આહાર–વિહારમાં, આસન–ભોજનાદિમાં, એકલા અથવા તો બીજાઓ સમક્ષ, વિનોદમાં પણ જે અનાદર પામ્યા છો; તેને માટે આપ અનંત અમાપ પરમાત્મા પાસે ક્ષમા કરાવું છું.

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् । न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥ ४३ ॥

હે અનુપમ પ્રભાવવાળા! આપ આ ચરાચર જગતના પિતા, પૂજ્ય અને ગુરુના પણ શ્રેષ્ઠ ગુરુ છો. આપના જેવો અતુલ્ય પ્રભાવવાળો ત્રણે લોકમાં પણ કોઇ નથી; ત્યાં અધિક તો બીજો ક્યાંથીજ હોય ?

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् । पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥

માટે હે પ્રભો! હું આપ પૂજ્ય પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરીને પ્રસન્ન થવા પ્રાર્થું છું; અને હે દેવ! જેમ પિતા પુત્રના, મિત્ર મિત્રના અને પતિ પ્રિયાના અપરાધ સહન કરે છે; તેમ આપ મારા અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો. ૪૪

**अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे । तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥**

કદી નહિ જોયેલા એવા આપના રૂપને જોઇને હું હર્ષ પામ્યો છું, પણ ભયથી મારૂં મન બહુ દુઃખી થયું છે; માટે હે દેવાધિદેવ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ, અને મને તે પૂર્વનું જ રૂપ દેખાડો.

**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव । तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥**

આપને હવે તેવાજ મુકુટધારી તથા હાથમાં ગદા અને ચક્રવાળા હું જોવા ઇચ્છું છું; માટે હે હજારો હાથવાળા વિશ્વમૂર્તે! તે ચતુર્ભુજરૂપે થાઓ. ૪૬

श्रीभगवानुवाच । શ્રી ભગવાન કહે છેઃ—

**मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शि-**

तमात्मयोगात्। तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७॥

હે અર્જુન! આ મારૂં તેજોમય, અંતરહિત, સર્વનું આદિ અને સર્વથી શ્રેષ્ઠ વિશ્વરૂપ તારાપર પ્રસન્ન થઈને મેં મારા યોગબળવડે તને બતાવ્યું છે, કે જે તારાવિના બીજાએ પૂર્વે જોયેલું નથી. ૪૭

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न-तपोभिरुग्रैः। एवं रूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८॥

હે કુરુવીરશ્રેષ્ઠ! આવા રૂપે હું વેદથી, યજ્ઞથી, અધ્યયનથી, દાનથી, કર્મથી અને ઉગ્ર તપોથીયે મનુ-ષ્યલોકમાં તારાવિના બીજાથી દેખાવો શક્ય નથી.

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम्। व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

મારૂં આવું આ ઘોર સ્વરૂપ જોઇને તને દુઃખ અને વિમૂઢતા ન થાઓ. તું ભયરહિત અને પ્રસન્ન મનથી પાછો મારૂં આ પૂર્વનું જ સ્વરૂપ જો.૪૯

संजय उवाच । સંજય કહે છે:—

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः । आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

આ પ્રમાણે મહાત્મા વાસુદેવે અર્જુનને કહીને પછી પોતાનું તેજ રૂપ દેખાડ્યું અને પાછા સૌમ્યમૂર્તિ થઇને એ ભયભીત અર્જુનને આશ્વાસન આપ્યું.

अर्जुन उवाच । અર્જુન કહે છે:—

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

હે જનાર્દન! આપનું આ સૌમ્ય માનવીરૂપ જોઇને હવે હું સચેત થઇ સ્વસ્થ પ્રકૃતિ પામ્યો છું. ૫૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:—

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२॥

મારૂં આ જે જોઇ શકાતું અતિ દુર્લભ રૂપ તેં જોયું છે; તે રૂપની દેવો પણ સદા આકાંક્ષાવાળા છે.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं द्रष्टवानसि मां यथा ॥५३॥

તેં મને જેવો જોયો એવા રૂપે હું વેદથી, તપ-
ી, દાનથી કે યજ્ઞથી જોઇ શકાવો શક્ય નથી. ૫૩

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥**

હે પરંતપ અર્જુન! અનન્ય ભક્તિથીજ હું એ પ્રકા-
દેખાવો, તત્ત્વથી સમજાવો તથા પ્રાપ્ત થવો શક્ય છું.

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः।**
**निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव॥५५॥**

હે પાંડવ! જે મનેજ પરમ શ્રેષ્ઠ—પરમ આશ્રય-
રમગતિ—માનીને મારીજ પ્રાપ્તિ અર્થે મારે પરા-
ણ રહે છે; જે મારેજ અર્થે કર્મ કરનારો અને
ારોજ ભક્ત થાય છે; તથા જે અન્ય સર્વ સંગ-
ાસક્તિ—ત્યજી દઇને સર્વ પ્રાણીપદાર્થો પ્રત્યે વૈર-
નાનો થાય છે; તેજ મને પ્રાપ્ત થાય છે. ૫૫

हरिःॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगो
नाम एकादशोऽध्यायः ॥ ११ ॥





# अध्याय १२ मो—भक्तियोग

अर्जुन उवाच। અર્જુન પૂછે છે:—

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥**

એવી રીતે સદાય યોગયુક્ત રહેનારા જે ભક્તો આપને (સગુણ બ્રહ્મરૂપે) ઉપાસે છે; તથા જેઓ આપને અક્ષર ને અવ્યક્ત (અવિનાશી ને અદૃશ્ય બ્રહ્મ) રૂપે ઉપાસે છે; તેઓમાં ઉત્તમ યોગવેત્તા કોણ?

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છે:—

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥**

જેઓ મનને મારામાં પરોવીને નિરંતર મારામાં યુક્ત રહેતા થકા પરમ શ્રદ્ધાપૂર્વક મને ઉપાસે છે; તેઓને મેં ઉત્તમ યોગી માન્યા છે. ૨

**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।**

सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्योंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

અને અકથનીય, અવ્યક્ત, સર્વવ્યાપી, અચિંત્ય, કૂટસ્થ (સર્વનો અવિકારી આધાર), અચળ અને ધ્રુવ, એવા અક્ષર—અવિનાશી—રૂપે જેઓ મારી ઉપાસના, સર્વ ઇંદ્રિયોનો સંયમ કરીને તથા સર્વત્ર સમબુદ્ધિ રાખીને કરે છે; તથા જેઓ સર્વ ભૂતોના હિતમાં મચ્યા રહે છે; તેઓ મનેજ પ્રાપ્ત થાય છે. ૩,૪

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

પરંતુ તે અવ્યક્તબ્રહ્મમાં આસક્ત ચિત્તવાળાઓને કલેશ અધિકતર થાય છે, કેમકે અવ્યક્ત બ્રહ્મની ગતિને વ્યક્ત દેહધારીઓ દુઃખથી પામે છે.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्यनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

વળી જેઓ સર્વ કર્મો મને સમર્પણ કરી

મારે પરાયણ થઇને અનન્ય યોગવડે ધ્યાન કરતા થકા મને ઉપાસે છે; તેવા મારામાં ચિત્ત પરોવનારાઓનો હે પાર્થ! આ મૃત્યુમય સંસારસાગરમાંથી હું વિનાવિલંબે ઉદ્ધાર કરૂં છું. ૬,૭

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥**

માટે તું મારામાંજ મન રાખ અને મારામાંજ બુદ્ધિ પરોવ. એથી તું (જીવતાંજ) મારામાં નિવાસ કરીશ; એટલે દેહાંત પછીનો સંશયજ રહે નહિ. ૮

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९॥**

હવે જો તું એવી રીતે ચિત્તને મારામાં સ્થિર રાખવાને સમર્થ ન હોઉં તો હે ધનંજય! ધીમે ધીમે અભ્યાસ પાડીને મને પામવાની ઇચ્છા કર. ૯

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥**

અને અભ્યાસ કરવાને પણ અસમર્થ હોઉં તો મારી પ્રાપ્તિ અર્થે (કરવા જેવાં બીજાં જ્ઞાન, દાન, પૂજન, અર્ચન, જપ-તપ, સ્તવન, કીર્તન, શ્રવણ, મનન ઇત્યાદિ કર્મેંદ્રિયોની સહાયતાવાળાં) કર્મ

કરનારો થા; કેમકે મારી પ્રાપ્તિમાટે કર્મો કરતો થકો પણ તું મારી પ્રાપ્તિરૂપ સિદ્ધિને પામીશ. ૧૦

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥**

પરંતુ જો એ પણ કરવાને અશકત હોઉં તો મારી પ્રાપ્તિમાટે કર્મયોગનો આશ્રય લઈ આત્મ-સંયમ કરતો થકો સર્વ કર્મના ફળોનો ત્યાગ કર. ૧૧

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥१२**

કેમકે માત્ર અભ્યાસના કરતાં માત્ર જ્ઞાન વધારે સારૂં છે; જ્ઞાન કરતાં ધ્યાન શ્રેષ્ઠ છે; અને ધ્યાન કરતાં કર્મફળનો ત્યાગ શ્રેષ્ઠ છે. કારણ કે કર્મફળના ત્યાગ-થી (વધારે મહત્ત્વનાં કર્મ સૂઝવા–બનવાથી ઉપર કહ્યું તેમ મોક્ષરૂપી) પરમ શાંતિ વહેલી મળે છે. ૧૨

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥**
**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥**

જે યોગી સર્વ પ્રાણીપદાર્થમાં નિઃસ્વાર્થ મૈત્રી-

વાળો, કરુણાવાળો, મમતારહિત, અહંકારરહિત, સુખ અને દુઃખમાં સમદૃષ્ટિવાળો, ક્ષમાવાળો, સદા સંતોષી, અંતઃકરણ તથા ઇંદ્રિયોને વશ રાખનારો, દૃઢ નિશ્ચયવાળો અને મનબુદ્ધિને મારામાં જોડનારો થાય છે; તે મારો ભક્ત મને પ્રિય છે. ૧૩,૧૪

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५**

વળી જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી; તથા જે હર્ષ, શોક, ભય અને ઉદ્વેગથી મુક્ત છે; તે પણ મને પ્રિય છે. ૧૫

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६**

વળી જે મારો ભક્ત સ્પૃહાવિનાનો, પવિત્ર, દક્ષ (ચતુર), પક્ષપાતરહિત, દુઃખોથી છૂટેલો અને સર્વ આરંભોને છોડી બેઠેલો છે; તે પણ મને પ્રિય છે.

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥**

જે કશાનો નથી હર્ષ પામતો કે નથી દ્વેષ કરતો; નથી શોક કરતો કે નથી ઇચ્છા કરતો; તથા જે શુભ અને અશુભ (પદાર્થો પ્રત્યેના રાગદ્વેષ) તજી દઇને

ભકિતમાન બન્યો છે; તે પણ મને પ્રિય છે. ૧૭

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥१९

વળી જે શત્રુ અને મિત્રમાં, માન અને અપમાન-માં, ટાઢ અને તડકામાં તેમજ સુખ અને દુઃખમાં સમાન થઇને સર્વ આસક્તિ ત્યજી ચૂકેલો છે; જેને સ્તુતિ ને નિંદા સરખાં છે; જે મૌની–મનનશીલ–નહિ બોલનારો–થોડું બોલનારો છે; જે સમયપર જે કાંઈ આવી મળે તેમાં સંતોષી, ઘરબાર વિનાનો અને સ્થિર બુદ્ધિવાળો છે; તે ભકિતમાન નર મને પ્રિય છે. ૧૮,૧૯

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०

આ ઉપર કહેલા ધર્મરૂપી અમૃતને જે મારે-પરાયણ થઇને શ્રદ્ધાપૂર્વક સેવે છે–પામે છે–આચરે છે, તે મારા ભકતો મને અત્યંત પ્રિય છે. ૨૦

हरिःॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्म-
विद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगो
नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥



# અધ્યાય ૧૩ મો—ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ—

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव॥

હે કેશવ! પ્રકૃતિ અને પુરુષને, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને તથા જ્ઞાન અને જ્ઞેયને એટલાંને સમજવા ઇચ્છું છું.

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ—

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः॥१॥

હે કૌંતેય! આ શરીરને 'ક્ષેત્ર' કહે છે; અને એને જે જાણનારો છે તેને, એના જાણનારા 'ક્ષેત્રજ્ઞ' કહે છે.

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम॥२॥

વળી હે ભારત! સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ મને

જાણ; અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું આવું જે જ્ઞાન, તેજ 'જ્ઞાન' છે એવો મારો મત છે. ૨

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥३॥

તે ક્ષેત્ર જે છે, જેવું છે, જે જે વિકારોવાળું છે, જેમાંથી ઉપજેલું છે અને જે જે ભેદોવાળું છે; તથા તે ક્ષેત્રજ્ઞ પણ જે કાંઇ છે ને જેવા પ્રભાવવાળો છે; તે પણ હવે મારી પાસેથી સંક્ષેપમાં સાંભળ. ૩

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

એ વિષે ઋષિઓએ વિવિધ વેદમંત્રોથી બહુ પ્રકારે અને જૂદી જૂદી રીતે ગાયું—સમજાવ્યું છે; તથા કાર્ય—કારણરૂપ હેતુ બતાવીને પૂર્ણ રીતે નિશ્ચિત કરેલાં બ્રહ્મસૂત્રનાં પદોદ્વારા પણ આ વિષય કહેવાયલો છે.

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥ ५ ॥
इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

પાંચ મહાભૂત, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત (મૂળ-

પ્રકૃતિ–માયા), દશ ઇંદ્રિયો, એક મન, ઇંદ્રિયગોચર પાંચ વિષયો તથા ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સ્થૂળ શરીર, ચેતના અને ધૈર્ય; આ (એકત્રીસ) તત્ત્વોના સમૂહને ટૂંકમાં 'સવિકાર ક્ષેત્ર' કહ્યું છે. ૫,૬

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥७॥
इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥८॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥९॥

અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યસેવા, પવિત્રતા, સ્થિરતા, મન-ઇંદ્રિયોનો નિગ્રહ, ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકાર ન હોવો તથા જન્મ–મૃત્યુ ને જરા–વ્યાધિ ઇત્યાદિમાં રહેલાં દુઃખો તથા દોષોનું વારંવાર ચિંતન, વળી કર્મમાં અનાસક્તિ, તથા પુત્ર, સ્ત્રી, ગૃહ અને ધનાદિમાં મમતા ન હોવી, ઇષ્ટ તેમજ અનિષ્ટની પ્રાપ્તિમાં સદાય ચિત્તની સમાનતા; તથા ૭–૯

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।

विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥११॥

અનન્યયોગથી મારા ઉપર ઉપજતી અવ્યભિચારિણી ભક્તિ, પવિત્ર એકાંત સ્થળનું સેવન, પ્રાકૃત–વિષયી–લોકસમૂહમાં અપ્રીતિ, સદાય અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, તથા તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માનું વારંવાર દર્શન; એ સર્વનું નામ "જ્ઞાન" છે; અને જે જે એવા જ્ઞાનચારિત્ર્ય વિનાનું અથવા એથી વિપરીત હોય, તે સર્વને "અજ્ઞાન" કહ્યું છે.

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

હવે જે જાણવાયોગ્ય છે તથા જેને જાણવાથી મનુષ્ય મોક્ષરૂપી અમૃતને પામે છે તે વિષે કહીશ. તે ઉત્પત્તિરહિત પરબ્રહ્મ (એવો અકથનીય છે કે) તેને નથી સત્ કહેવાતો કે નથી અસત્ કહેવાતો. ૧૨

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१३॥

તે પરબ્રહ્મ પરમાત્મા સર્વ તરફ હાથપગવાળો,

સર્વ તરફ નેત્ર, શિર અને મુખવાળો, સર્વ તરફ કાનવાળો અને આ સંસારમાં સર્વ પ્રાણી તથા પદાર્થોને અંદરબહાર સર્વ તરફથી વ્યાપીને રહેલો છે.

सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१४॥

એમાં સર્વ ઇંદ્રિયોના ગુણધર્મોનો આભાસ થાય છે છતાં વાસ્તવમાં તે સર્વ ઇંદ્રિયોથી પર છે; સર્વનો ધારણ પોષણ કરનાર છતાં સર્વ પ્રત્યે અનાસક્ત છે; અને સર્વ ગુણોનો ભોક્તા છતાં પણ નિર્ગુણ છે.

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१५॥

તે પરબ્રહ્મ પરમાત્મા ચરાચર સર્વ ભૂતોની અંદર–બહાર વ્યાપક છે, પણ અત્યંત સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય (સામાન્ય મનુષ્યોથી જાણી શકાય નહિ એવો) છે; અને અતિ સમીપ છતાંયે દૂર હોય તેવો છે.

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१६॥

તે સર્વત્ર અખંડ–અવિભક્તપણે વ્યાપક હોવા છતાં સર્વ પ્રાણીપદાર્થોમાં વિભક્તની પેઠે રહેલો છે.

વળી તે જાણવા યોગ્ય પરબ્રહ્મ પરમાત્મા સર્વ ભૂતો-
ની ઉત્પત્તિ કરનાર અને ભરણપોષણ કરનાર
હોવા સાથે સંહાર કરનાર પણ છે. ૧૬

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१७

તેને સૂર્યચંદ્રાદિ જ્યોતિઓની પણ જ્યોતિરૂપ
તથા તમસથી ( અંધકારથી-અજ્ઞાનથી ) છેકજ પર
અલગ-ન્યારો-કહેલો છે; છતાં તે જ્ઞાનરૂપે, જાણ-
વાયોગ્યરૂપે તથા જ્ઞાનવડે જાણી શકાય એવા જ્ઞેય-
રૂપે પણ સર્વના હૃદયમાં રહેલો છે. ૧૭

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१८॥

એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞેય(જાણવાયોગ્ય
પરમાત્મા)ના સ્વરૂપવિષે ટુંકાણમાં કહ્યું; પણ એ સ-
ર્વને વિશેષરૂપે જાણવાથી મનુષ્ય મારો ભક્ત (લોક-
પરલોકના સર્વ અનિત્ય પદાર્થોનાં વલખાં મારી
દુઃખ-પાપાદિમાં ડૂબ્યા રહેવાનું મૂકી દઇને) મારા
(સત્ય સુખમય સચ્ચિદાનંદ) સ્વરૂપને પ્રાપ્ત થાય છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥१९॥

હવે એ ક્ષેત્ર અથવા પ્રકૃતિને, તેમજ (તેને જાણુ-નારા ક્ષેત્રજ્ઞરૂપી) પરમ પુરુષને, બંનેને અનાદિ જાણુ અને રાગદ્વેષાદિ તમામ વિકારોને તથા લોક-પરલોક-ના તમામ પદાર્થોને પ્રકૃતિમાંથીજ ઉપજેલા જાણુ.

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२०॥**

કેમકે કાર્યને (એટલે કે દેહને) અને કારણને (એટલે કે ઇંદ્રિયાદિ સાધનને) ઉત્પન્ન કરવામાં પ્રકૃતિ-નેજ હેતુ કહી છે; તથા સુખદુઃખના ભોક્તાપણા-માં જીવાત્માને હેતુ કહ્યો છે. ૨૦

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।**
**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥२१॥**

પ્રકૃતિમાં (ચિદાભાસરૂપે) રહેલો પુરુષ (કે જેને જીવાત્મા કહે છે તે) પ્રકૃતિજન્ય પદાર્થોને ભોગવે છે; અને તેનો ભોગો સાથેનો એ સંબંધજ સારી-નરસી (કે મિશ્ર) યોનિઓમાં એનો જન્મ થવા-માં કારણ હોય છે. ૨૧

**उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२२॥**

એ પ્રમાણે આ દેહમાં રહેલો પુરુષ, તેનાથી પર-

શ્રેષ્ઠ—વધારે—છે; તેથીજ (જીવાત્મારૂપે તે) તેનો ઉપ-દ્રષ્ટા, અનુમોદક, ભર્તા, ભોક્તા અને (સોપાધિક સર્વેશ્વરરૂપે) મહેશ્વર પણ છે; તથા (નિરૂપાધિક પર-બ્રહ્મસ્વરૂપે) "પરમાત્મા" પણ કહેવાયો છે. ૨૨

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२३**

આ પ્રમાણે જે મનુષ્ય પુરુષને તથા ગુણસહિત પ્ર-કૃતિને જાણે છે;તે સર્વથા વર્તતો છતાં ફરીજન્મતો નથી.

**ध्यानेनात्म निपश्यंति केचिदात्मानमात्मना ।**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥२४॥**

એ પરમપુરુષને (એવો જાણીને પછી) કેટલાક તેને શુદ્ધ ચિત્તવડે ધ્યાનયોગદ્વારા હૃદયમાં જુએ છે; બીજા કેટલાક જ્ઞાનયોગદ્વારા જુએ છે અને બીજા કેટલાક કર્મયોગદ્વારા જુએ છે. ૨૪

**अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।**
**तेऽपिचातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥२५॥**

વળી બીજા એ પ્રકારે નહિ જાણનારા મનુષ્યો અન્ય (અનુભવી જ્ઞાની) પાસે સાંભળીને તેને ઉપાસે છે; અને તેવા શ્રવણથી યોગપરાયણ થયેલા પણ

આ મૃત્યુમય સંસારને નિશ્ચય તરી જાય છે. ૨૫

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

હે ભરતશ્રેષ્ઠ! જે કાંઇ સ્થાવર-જંગમ પદાર્થો ઉત્પન્ન થાય છે; તેને ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞના (અર્થાત્ પ્રકૃતિ ને પુરુષના) સંયોગથી ઉપજેલા જાણ. ૨૬

समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्याति स पश्यात ॥२७

આ પ્રકારે જે મનુષ્ય તે અવિનાશી પરમેશ્વરને આ સર્વ નાશવંત ભૂતપ્રાણીઓમાં સમાનપણે રહેલા જુએ છે તેજ યથાર્થ જુએ છે. ૨૭

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम्

કેમકે સર્વત્ર સમાન રહેલા પરમેશ્વરને એ પ્રમાણે (પોતાનામાં અને) સર્વ કોઇમાં સમાનતાથી જોવાવાળોજ પછી આત્માવડે આત્માને હણતો નથી અને તેથી પરમગતિને પ્રાપ્ત થાય છે. ૨૮

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥

વળી જે મનુષ્ય સર્વ કર્મોને સર્વ પ્રકારે પ્રકૃતિથીજ કરાતાં જુએ છે; તથા આત્માને સર્વત્ર અકર્તા જુએ છે તેજ યથાર્થ જુએ છે. ૨૯

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति।
तत.एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥३०॥

વળી જ્યારે તે સર્વ ભૂતોનાં જૂદાં જૂદાં રૂપોને એક પરમાત્મામાંજ રહેલાં જુએ છે; તથા તે પરમાત્માથીજ સર્વ ભૂતોનો વિસ્તાર થયેલો સમજે છે; ત્યારેજ તે પરબ્રહ્મ પરમાત્માને પામી શકે છે. ૩૦

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते॥३१

હે કૌંતેય! આ અવિનાશી પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી શરીરમાં રહેલો છતાં પણ નથી કાંઈ કરતો કે નથી કશાથી લેપાતો. ૩૧

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥३२॥

જેમ આકાશ સર્વમાં રહેલું છતાં તે સૂક્ષ્મ હોવાથી કશાથી લેપાતું નથી; તેમ આત્મા પણ દેહમાં સર્વત્ર રહેલો છતાં દેહના ગુણોથી લેપાતો નથી. ૩૨

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३३

જેમ સૂર્ય એકજ છતાં આ બધા વિશ્વને પ્રકાશે છે; તેમ હે ભારત! આ એકજ ક્ષેત્રજ્ઞ–પરમાત્મા–બધાં ક્ષેત્રરૂપી શરીરોને પ્રકાશે છે. ૩૩

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥३४॥

આ પ્રમાણે જેઓ જ્ઞાનરૂપી ચક્ષુવડે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ (અર્થાત્ પ્રકૃતિ અને પરમાત્મા) વચ્ચેના તફાવતને તથા વિકારસહિત પ્રકૃતિથી છૂટવાના ઉપાયને યથાવત્ જાણે છે; તેઓજ (યથોચિત પ્રયત્ન કરી શકીને) પરમ પદને પ્રાપ્ત થાય છે. ૩૪

हरिःॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥





# अध्याय १४ मो—त्रिगुणविभागयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:—

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१

વળી ફરી પણ તે સર્વ જ્ઞાનોમાં ઉત્તમ એવું પરમ જ્ઞાન કહીશ, કે જેને જાણીને સર્વ સાધક—મુનિઓ આ સંસારથી મુક્ત થઇને પરમ સિદ્ધિને પામ્યા છે.

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥२॥

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સ્વરૂપને પામેલાઓ સૃષ્ટિના પણ આરંભકાળે ઉત્પન્ન થતા નથી અને તેથી પ્રલયનાં દુઃખ પામતા નથી. ૨

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥

મારી મહાન પ્રકૃતિ સર્વનું ઉત્પત્તિસ્થાન છે;

અને હું તેમાં ગર્ભ મૂકું છું તેથી હે ભારત! સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥

હે કૌંતેય! સર્વ યોનિઓમાં જે જે મૂર્તિઓ જન્મે છે તેમનું પણ જન્મસ્થાન એ મહત્ પ્રકૃતિ છે; અને તે સર્વનો બીજ આપનારો મૂળપિતા હું છું.

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥

હે મહાબાહો! સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ, એ ગુણો પણ એ પ્રકૃતિમાંથી જન્મેલા હોઇ તેઓજ અવિનાશી જીવાત્માને દેહસંગે બાંધે છે. ૫

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥

હે નિષ્પાપ! તેમાં સત્ત્વગુણ એ નિર્મળતાને લીધે પ્રકાશ કરનારો તથા નિર્વિકાર છે; તેથી તે જીવાત્માને સુખસંગે અને જ્ઞાનસંગે બાંધે છે. ૬

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥७॥

હે કૌંતેય! રજોગુણને રાગરૂપ–લોભરૂપ–જાણ. તે તૃષ્ણા* અને આસક્તિ ઉપજાવનારો હોવાથી જીવાત્માને સકામ કર્મસંગે બાંધે છે. ૭

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम्।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥८॥**

વળી હે ભારત! તમોગુણને અજ્ઞાનથી ઉપજેલો તથા સર્વ જીવોને મોહિત કરનારો જાણ. જીવને તે પ્રમાદ, આળસ અને નિદ્રાસંગે બાંધે છે. ૮

**सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत।**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥**

ટુંકમાં હે ભારત! સત્ત્વગુણ સુખમાં જોડે છે અને રજોગુણ કર્મમાં જોડે છે; પરંતુ તમોગુણ તો જ્ઞાનને ઢાંકી દઇને જીવને પ્રમાદમાંજ જોડે છે. ૯

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत।**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥१०॥**

હે ભારત! રજોગુણ અને તમોગુણ દબાતાં સત્ત્વગુણ પ્રબળ થાય છે; સત્ત્વગુણ અને તમોગુણ દબાતાં રજોગુણ પ્રબળ થાય છે; તથા સત્ત્વગુણ અને રજોગુણ દબાતાં તમોગુણ પ્રબળ થાય છે. ૧૦

---

*તૃષ્ણા=ત્રણ એષણા=૧ લોકૈષણા, ૨ વિત્તૈષણા, ૩ પુત્રૈષણા.

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥११॥

આ દેહનાં સર્વ દ્વારોમાં જ્યારે જ્ઞાન–પ્રકાશ ઉપજે, ત્યારે સત્ત્વગુણ વિશેષ વધેલો છે, એમ જાણવું. ૧૧

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

અને લોભ, સકામ કર્મમાં પ્રવૃત્તિ તથા આરંભ, અશાંતિ અને લાલસા, એ સર્વ હે ભરતશ્રેષ્ઠ! રજોગુણ વધવાથી પેદા થાય છે. ૧૨

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥

વળી હે કુરુનંદન ! તમોગુણ વધવાથી અપ્રકાશ, આળસ, પ્રમાદ અને મોહ, એ બધાં ઉપજે છે. ૧૩

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकान् अमलान्प्रतिपद्यते ॥१४॥

સત્ત્વગુણની વૃદ્ધિ હોય ત્યારે જેનો દેહ મરી જાય, તે જીવ ઉત્તમ જ્ઞાનીઓના નિર્મળ લોકને પામે છે.

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

રજોગુણની વૃદ્ધિમાં દેહ મરી જવાથી તે જીવ કર્મમાં આસક્તિવાળાઓમાં જન્મે છે; અને તમોગુણની વૃદ્ધિમાં મરવાથી મૂઢલોકમાં જન્મે છે. ૧૫

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम्।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम्॥१६॥**

સુકૃત કર્મોનું ફળ સાત્ત્વિક અને દોષરહિત હોય છે; તથા રજોગુણી કર્મોનું ફળ દુઃખ છે; અને તામસી કર્મોનું ફળ અજ્ઞાન કહેલું છે. ૧૬

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च॥१७॥**

સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે અને તમોગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન પણ ઉપજે છે. ૧૭

**ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः १८**

સાત્ત્વિક પ્રકૃતિવાળા ઉચ્ચ ગતિને પામે છે; રજોગુણી મધ્યમાં રહે છે; અને કનિષ્ઠ ગુણની વૃત્તિવાળા તામસી મનુષ્યો નીચ ગતિને પામે છે. ૧૮

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति।**

गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९

અને જયારે દ્રષ્ટા ત્રણે ગુણોસિવાય બીજા કશાને કર્તા જોતો નથી; તથા મને ત્રણે ગુણોથી પર–જૂદો જાણે છે; ત્યારેજ તે મારા પરમાત્મભાવને પામે છે.

गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान्।

जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥२०॥

દેહની ઉત્પત્તિના કારણરૂપ એ ત્રણે ગુણોને ઓળંગીને જન્મ, મરણ તથા વૃદ્ધાવસ્થાનાં દુઃખો-થી છૂટેલો મનુષ્ય મોક્ષરૂપ અમૃત અનુભવે છે. ૨૦

अर्जुन उवाच। અર્જુન કહે છે:—

कैर्लिंगैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो।

किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१॥

હે પ્રભો! એ ત્રણે ગુણોને ઓળંગી ચૂકેલો મનુષ્ય કેવાં લક્ષણવાળો અને કેવાં આચરણ-વાળો હોય છે? તથા તે એ ત્રણે ગુણોને કેવી રીતે–કેવા ઉપાયથી ઓળંગી જાય છે? ૨૧

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છે:—

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव।

न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति॥२२॥

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्त्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥२३॥
समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥२४॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥

હે પાંડવ! (સત્ત્વગુણનું કાર્ય) જ્ઞાનપ્રકાશ, (રજોગુણનું કાર્ય) પ્રવૃત્તિ, કિંવા (તમોગુણનું કાર્ય) મોહ (એમાંનું કાંઇ પણ) પ્રવૃત્ત થતાં જે મનુષ્ય તેનો દ્વેષ કરતો નથી અને નિવૃત્ત થતાં તેની ઇચ્છા કરતો નથી; (૨૨) જે મનુષ્ય ઉદાસીન–તટસ્થ–ની પેઠે રહીને ગુણોથી ચલાયમાન થતો નથી અને 'ગુણોજ ગુણોમાં વર્તે છે' એવું સમજીને જે સ્થિર રહે છે તથા ચેષ્ટા કરતો નથી; (૨૩) જે સુખદુઃખમાં સમદૃષ્ટિવાળો અને સ્વસ્થ છે; જે માટી, પથ્થર ને સોનામાં સમભાવવાળો, તથા પ્રિય ને અપ્રિયને સમાન માનનારો, વળી પોતાની નિંદા અને સ્તુતિને સરખાં સમજનારો તથા જે ધીરજવાળો છે; (૨૪) જે માન-અપમાનમાં સમાન છે; જે મિત્ર અને શત્રુના પક્ષો-

પ્રત્યે સમાન છે; તથા જેણે સર્વ સકામ કર્મોનો-અથવા તો સર્વ કર્મોમાંથી ફળેચ્છાનો-પરિત્યાગ કર્યો છે; તેને ગુણાતીત કહે છે. ૨૫

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६॥

જે અવ્યભિચારી ( અર્થાત્ એકનિષ્ઠ ) ભક્તિયોગવડે મને ભજે છે; તેજ આ ત્રણે ગુણોને ઓળંગી જઈ બ્રહ્મભૂત થવાને યોગ્ય થાય છે. ૨૬

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥२७॥

કેમકે અવિનાશી અને અવિકારી બ્રહ્મનું, ધર્મનું અને પારવગરના એકત્ર તથા અખંડ સુખનું સદા-સર્વદાનું નિવાસસ્થાન હુંજ છું. ૨૭

हरिःॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे त्रिगुणविभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥



# अध्याय १५ मो–पुरुषोत्तमयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:–

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥

ઉપર (પરમાત્મારૂપી એક) મૂળ અને નીચે (વિસ્તારરૂપી અનેક) શાખાઓવાળો, તથા જેનાં વેદના છંદોરૂપી પાંદડાં છે; એવા (સંસારરૂપી) અશ્વત્થ વૃક્ષને (મૂળસ્વરૂપેજ) અવિનાશી કહે છે; માટે જે તેને (તે મૂળસહિત) જાણે છે, તેજ (ખરો) વેદવેત્તા (વેદનું ખરૂં રહસ્ય જાણનારો) છે.૧

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः । अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥

ત્રણે ગુણરૂપી જળવડે પોષાયલી અને વિષયો-

રૂપી કુંપળોવાળી તેની શાખાઓ નીચે અને ઉપર-સર્વત્ર-ફેલાયલી છે; તથા તેની (કર્મનું રૂપ લેનારી અને) કર્મમાં બાંધી રાખનારી વાસનારૂપી મૂળીયો મનુષ્યલોકમાં પણ ઠેઠ અધોગતિ સુધી લંબાયલી છે.

**न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा। अश्वत्थमेनं सुविरूढमूलम् असंगशस्त्रेण दृढेन छित्त्वा॥ ३॥**

**ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः। तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी॥४॥**

આ સંસારવૃક્ષનું જેવું રૂપ (ઉપર) કહ્યું છે તેવું રૂપ અહીં (અજ્ઞાન દશામાં) જણાતું નથી; તેમ તેનાં અંતકાળ, આદિસ્થાનક કે સંપ્રતિષ્ઠા (અર્થાત્ આધાર કે સુસ્થિરતા) પણ જણાતાં નથી; માટે એવી વાસના-રૂપી અતિદૃઢ મૂળીયોવાળા આ સંસારરૂપ અશ્વત્થ-વૃક્ષને દૃઢ અસંગતા (પૂરી અનાસક્તિ—દૃઢ વૈરાગ્ય)-રૂપી શસ્ત્રવડે છેદી નાખીને (૩) પછી જે પરમાત્માથી આ અનાદિ સંસારવૃક્ષની પુરાણી પ્રવૃત્તિ ફેલાઇ રહી છે, તે આદિ પુરુષનેજ હું શરણે થાઉં છું; એવો

૯૯ નિશ્ચય કરીને તે પરમ સ્થાનનોજ માર્ગ શોધવો-પકડવો જોઇએ, કે જ્યાં ગયેલા પાછા આવતા નથી.

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः। द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥

માનમોહને ત્યજેલા, સંગદોષને જીતેલા, સદા અધ્યાત્મજ્ઞાનમાં સ્થિર રહેનારા, સર્વ કામનાઓ ત્યજી ચૂકેલા, સુખદુઃખાદિ જોડકાંથી વિમુક્ત થયેલા અને મોહરહિત થયેલાઓજ તે અવિનાશી પદને પામે છે.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥६॥

તે અવિનાશી પદ કે જેને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પ્રકાશી શકતા નથી; અને જ્યાં ગયેલા પાછા જન્મ-મરણમાં આવતા નથી; તેજ મારૂં પરમધામ છે. ૬

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति॥७॥

આ જીવલોકમાં મારોજ સનાતન અંશ જીવ-રૂપે થયો છે; અને પ્રકૃતિમાં રહેલી મનસહિત છએ ઇંદ્રિયોને તેજ પોતામાં આકર્ષી લે છે. ૭

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥८॥
श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥

દેહાદિનો ઈશ્વર જીવાત્મા જ્યારે શરીરને છોડી જાય છે ત્યારે, અને જ્યારે બીજા શરીરમાં પેસે છે ત્યારે પણ તે, પુષ્પમાંથી ગંધને લઇ જનારા વાયુની પેઠે મનસહિત ઇંદ્રિયોને સાથે પકડતો જાય છે; (૮) અને ત્યાં પણ તેનાં તેજ શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જીભ્યા અને નાસિકાનો તથા મનનો આશ્રય લઇને આ જીવાત્મા વિષયોને ભોગવે છે. ૯

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥१०॥

પરંતુ એવી રીતે શરીરને છોડી જનારા, મન-ઇંદ્રિયોના ગુણોસહિત બીજા શરીરમાં જઇ વસનારા તથા ભોગ ભોગવનારા જીવાત્માને મૂઢ લોકો જાણતા નથી; જ્ઞાનચક્ષુવાળાજ જાણી શકે છે. ૧૦

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥११॥

પ્રયત્નવાન યોગીજનોજ પોતાના હૃદયમાં રહેલા એ આત્માને જોઇ શકે છે. અશુદ્ધ અંતઃકરણવાળા અજ્ઞાની જનો તો યત્ન કર્યાં છતાંએ આ આત્માને જાણી કે સમજી શકતા નથી. ૧૧

(હવે એ શુદ્ધાત્માની મહત્તા નિજાત્મભાવે વર્ણવે છે.)

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२**

સૂર્યમાં ગયેલું જે તેજ અખિલ જગતને પ્રકાશ આપે છે; અને જે તેજ ચંદ્રમાં તથા અગ્નિમાં રહેલું છે; તે તેજને તું મારૂંજ જાણ. ૧૨

**मामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः॥**

પૃથ્વીમાં પેસીને હુંજ મારા ઓજસની આકર્ષણશક્તિવડે સર્વ ભૂતોને ધારણ કરૂં છું; તથા રસરૂપ ચંદ્ર થઇને સર્વ વનસ્પતિઓનું પોષણ કરૂં છું.

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥**

જઠરાગ્નિ થઇને હું પ્રાણીઓના દેહમાં રહેલો છું; અને પ્રાણ તથા અપાનવાયુ સાથે ભળીને ચારે

પ્રકારના* અન્નને હું પચાવું છું. ૧૪

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञा-
नमपोहनं च । वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांत-
कृद्वेदविदेव चाहम् ॥ १५॥

સર્વના હૃદયમાં હું વિશેષરૂપે રહેલો છું; અને મારાવડેજ સ્મૃતિ, જ્ઞાન અને અપોહન (એટલે સંશયને કે વિપરીત જ્ઞાનને ટાળવું તે) થાય છે. વળી સર્વ વેદોવડે જાણવાની વસ્તુ પણ હું છું અને વેદાન્તનો કર્તા તથા વેદવેત્તા પણ હું છું. ૧૫

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६

આ સંસારમાં ક્ષર અને અક્ષર એવા બે પુરુષ (પદાર્થ) છે. એમાં સર્વ ભૂતોને ક્ષર (નાશવંત) કહે છે; અને કૂટસ્થને (ભૂતોમાં રહેનારા અદૃશ્ય જીવાત્માને) અક્ષર–નાશરહિત–કહે છે. ૧૬

उत्तमः पुरुषस्त्वन्य परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥

પરંતુ ઉત્તમ પુરુષ તો અન્યજ છે, કે જે ત્રણે

*૧ ભક્ષ્ય=ચાવવાના ખોરાક, ૨ પેય=પીવાના ખોરાક, ૩ લેહ્ય=ચાટવાના ખોરાક, ૪ ચોષ્ય=ચૂસવાના ખોરાક.

લોકમાં પ્રવેશીને–વ્યાપીને–સર્વનું ધારણ પોષણ કરી રહ્યો છે; તથા જેને 'અવિનાશી' 'પરમેશ્વર' અને 'પરમાત્મા' કહેલો છે. ૧૭

यस्मात्क्षरमतीतोऽहम् अक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः१८

જે કારણથી હું એ ક્ષર–નાશવંત–પદાર્થથી અતીત–જૂદો છું; અને એ અક્ષર–નાશરહિત–જીવાત્માથી પણ ઉત્તમ છું; તેથીજ લોકમાં અને વેદમાં 'પુરુષોત્તમ' નામથી પ્રસિદ્ધ છું. ૧૮

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

હે ભારત! જે મોહરહિત થયેલો મનુષ્ય એ પ્રકારે મને તત્ત્વથી 'પુરુષોત્તમ' જાણે છે; તે સર્વજ્ઞ છે અને તેજ સર્વભાવથી મને ભજી શકે છે. ૧૯

इति गुह्यतमं शास्त्रम् इदमुक्तं मयानघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत २०

હે નિષ્પાપ! એ પ્રમાણે આ જે ગુહ્યમાં ગુહ્ય અધ્યાત્મશાસ્ત્ર મેં કહ્યું; તેને સમજવાથીજ હે ભારત! મનુષ્ય જ્ઞાનવાન થાય છે; અને (તેથી આ પછી જણાવેલા જ્ઞાનના ગુણો સાધી) કૃતકૃત્ય પણ થાય છે.૨૦

इति श्रीमद्० पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥१५॥



# अध्याय १६ मो–दैवासुरसंपद्विभागयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ–

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

નિર્ભયતા, અંતઃકરણની સંશુદ્ધિ, જ્ઞાન અને યોગને અનુસરતી વ્યવસ્થા, દાતાપણું, ઇંદ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, કર્મફળનો ત્યાગ, શાંતિ, નિંદા–ચાડી ન કરવી, ભૂતમાત્રપ્રત્યે દયા, અલોલુપતા નમ્રતા–કોમળતા, લજ્જા, અચપળતા, તેજસ્વિતા, ક્ષમા,

ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને પૂજ્યપણાના અભિમાનનો અભાવ, આ (છ૦વીસ) ગુણો હે ભારત! દૈવી સંપત્તિ પામેલાના હોય છે. ૧-૩

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥**

હે પાર્થ! આસુરી સંપત્તિને પામેલામાં ઢોંગ, ઘમંડ, અભિમાન, ક્રોધ, કઠોર વાણી ને અજ્ઞાન હોયછે.

**दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।**
**माशुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥५॥**

આમાં દૈવી સંપત્તિ મોક્ષને માટે અને આસુરી સંપત્તિ બંધનને માટે મનાયલી છે. હે પાંડવ! તું દૈવી સંપત્તિ પામેલો છું, માટે શોચ ન કર. ૫

**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६**

આ જગતમાં દૈવી અને આસુરી, એમ બે પ્રકારના જીવો ઉપજે છે; તેમાં દૈવી જીવો વિષે વિસ્તારથી કહ્યું. હવે હે પાર્થ! આસુરી જીવોવિષે મારૂં સાંભળ.

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७**

આસુર મનુષ્યો પ્રવૃત્તિ (કરવા જેવું) શું અને નિવૃત્તિ (ન કરવા જેવું શું તે) જાણતા નથી; તેમ પવિત્રતા, શ્રેષ્ઠ આચરણ કે સત્ય પણ તેઓમાં જણાતાં નથી.

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

તેઓ કહે છે કે, જગત સર્વથા અસત્ય, આધારવગરનું, ઈશ્વરવિનાનું અને અપરસ્પર (કાર્યકારણતાના નિયમ વિનાજ) બનેલું છે; એટલે તે આપણા ભોગવિના બીજા શા અર્થે હોય? ૮

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥

એવી અવળી સમજણે ચઢીને એ ટૂંકી બુદ્ધિવાળા નષ્ટાત્માઓ એવાં ઘોર કર્મ કરે છે, કે એ જગતના શત્રુઓ જાણે નાશ માટેજ પાક્યા હોય છે!

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तंतेऽशुचिव्रताः॥१०

એ પાખંડ, માન અને મદથી ભરેલા (આસુરી લોકો) મોહને લીધે ખોટાજ નિશ્ચયો પકડી લઇને, તથા કદી પૂરી ન થાય એવી ભોગેચ્છાઓને આ-

ધીન થતા ચાલીને ખોટાંજ કર્મોમાં પ્રવર્તે છે. ૧૦

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥

વિષયોના ઉપભોગમાંજ પરમ આનંદ છે (ને એજ કર્તવ્ય—પ્રાપ્તવ્ય છે); એવા નિશ્ચયવાળા હોવાથી તેઓ દેહાન્ત સુધી તેનીજ અપાર ચિંતામાં ડૂબેલા રહે છે.

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥१२॥

આશાઓરૂપી સેંકડો પાશથી બંધાયલા તથા કામક્રોધપરાયણ રહેનારા તેઓ, વિષયભોગોને માટે અન્યાયથીયે ધનાદિ પદાર્થોનો સંચય કરવા મથે છે.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः॥१५
अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।

प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥१६॥

મેં આજે તો આ મેળવ્યું અને હવે આ મનોરથ પૂરો કરીશ; આટલું છે અને આટલું બીજું પણ ધન મને મળશે; આ શત્રુ તો મેં હણ્યો અને બીજાઓને પણ હણીશ; હું રાજા, હું સત્તા અને વૈભવનો ભોગવનાર; હું સિદ્ધ, હું બળવાન, હું સુખી, હું ધનાઢ્ય, હું કુલીન, હું જથાવાળો, મારા જેવો બીજો છે કોણ? હું યજ્ઞ કરીશ, દાન દઇશ અને મોજ માણીશ; અજ્ઞાનથી (ભરેલી એવી એવી માન્યતાઓ ને કામનાઓથી) મોહિત થયેલા, અનેક પ્રકારે ચિત્ત ભ્રમેલા અને મોહજાળમાં ઘેરાઈ ગયેલા તથા પદાર્થો અને ભોગોમાં અતિ આસક્ત થયેલા તે આસુરી લોકો ગંદા નરકમાં પડે છે. ૧૩–૧૬

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥१७॥

પોતાની બડાઇ કરનારા, અક્કડ રહેનારા અને ધન તથા માનના મદવાળા તેઓ વિધિરહિત અને દંભ–પાખંડથી નામમાત્રનાજ યજ્ઞ યજે છે. ૧૭

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥

(કેમકે વાસ્તવમાં તો) તેઓ અહંકાર, બળ, ગર્વ અને કામ—ક્રોધનાજ આશ્રયવાળા હોઇને, તેના પોતાના તથા પરાયા દેહમાં વસનાર મારો—પરમાત્માનો—વિદ્વેષ અને નિંદા કરનારા હોય છે. ૧૮

**तान्नहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥**

તે દ્વેષ કરનારા અને અશુભ કામો કરનારા ક્રૂર નરાધમોને આ સંસારમાં હું હમેશાં આસુરી મનુષ્યોમાં નાખું છું. ૧૯

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥२०॥**

હે કૌંતેય! (આવા) જન્મોજન્મ આસુરી લોકોમાં જન્મનારા મૂઢ લોકો મારા તરફ નહિ આવતાં તેના કરતાંએ અધમ ગતિ પામે છે. ૨૦

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥**

કામ, ક્રોધ અને લોભ, એ ત્રણે પ્રકારનાં નરકનાં દ્વાર (નરકને રસ્તે ચઢાવનારાં અને નરકમાં નાખવાવાળાં દ્વાર) જીવાત્માનો નાશ કરનારાં છે; અને (તે એવાં ઘોર નુકસાનકારક છે) તેટલાજ માટે

એ ત્રણેને ત્યજી દેવાં જોઇએ. ૨૧

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम्॥

કેમકે હે કૌંતેય! જે મનુષ્ય નરકનાં એ ત્રણે દ્વારથી છૂટયો હોય તેજ પોતાના કલ્યાણનાં સાધન આચરી શકે છે; અને આચરે છે તોજ પરમ ગતિને પામે છે.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्॥

શાસ્ત્રે વિધાન કરેલો એ કલ્યાણમાર્ગ ત્યજીને જે સ્વછંદ પ્રમાણેજ વર્તે છે; તે નથી પામતો સિદ્ધિ, નથી પામતો સુખ કે નથી પામતો પરમગતિ.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्मकर्तुमिहार्हसि॥२४

માટે (કરવા યોગ્ય) કાર્ય અને (ન કરવા યોગ્ય) અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્રનેજ પ્રમાણ જાણીને શાસ્ત્રે વિધાન કરેલાં કાર્ય કરવાં એજ યોગ્ય છે. ૨૪

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः॥१६॥



## अध्याय १७ मो-श्रद्धात्रयविभागयोग

अर्जुन उवाच । અર્જુન કહે છે:—

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१

પરંતુ હે કૃષ્ણ! જેઓ શાસ્ત્રવિધ છોડી દઇને કેવળ શ્રદ્ધાવડેજ યજે-પૂજે છે; તેમની નિષ્ઠા કેવી સમજવી? સત્ત્વગુણી, રજોગુણી કે તમોગુણી? ૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:—

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥

જીવોની તે સ્વાભાવિક શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી અને તામસી, એમ ત્રણ પ્રકારની હોય છે; તે સાંભળ.

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३॥

હે ભારત! અંતઃકરણને અનુરૂપજ સર્વની શ્રદ્ધા હોય છે; અને જે જેવી શ્રદ્ધાવાળો હોય છે, તે (તેવા-નેજ ભજનારો થઇને છેવટે તે પોતે પણ) તેવોજ થાય છે; માટે આ દરેક મનુષ્ય શ્રદ્ધામયજ છે. (અર્થાત્ શ્રદ્ધાનોજ બનેલો છે; અને અત્યારે તેની શ્રદ્ધાભક્તિ જેવી ને જેનાપ્રત્યે હશે તેવોજ તે હવે પછી બનશે.)

यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥४॥

(માટે કેવળ શ્રદ્ધાથી પૂજનારાઓમાંથી પણ જે) સાત્ત્વિક મનુષ્યો હોય તે દેવોને પૂજે છે; રાજસ મનુષ્યો યક્ષ અને રાક્ષસોને પૂજે છે; તથા બીજા તામસ મનુષ્યો પ્રેત તથા ભૂતગણોને પૂજે છે. ૪

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥
कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतः शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥

જે દંભ અને અહંકારવાળા મનુષ્યો ઈચ્છા અને આસક્તિના બળથી પ્રેરાઇને શાસ્ત્રવિધિરહિત ઘોર તપ તપે છે; તથા શરીરમાં રહેલા ભૂતોના સમૂહને તેમજ અંતઃકરણમાં રહેલા મને અંતર્યામીને દુર્બળ

કરે છે; તે અજ્ઞાનીઓને આસુરી બુદ્ધિવાળા જાણ.

**आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।**
**यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥**

વળી (તે તે પ્રકૃતિવાળા) સર્વને ત્રણ પ્રકારનો આહાર પ્રિય હોય છે; તથા યજ્ઞ, તપ અને દાન પણ (ત્રણ પ્રકારનાં) હોય છે; તેમના આ ભેદ સાંભળ. ૭

**आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।**
**रस्याःस्निग्धाःस्थिरा हृद्या आहाराःसात्त्विकप्रियाः**

આયુષ્ય, બુદ્ધિ, બળ, આરોગ્ય, સુખ અને રુચિને વધારનારા; તથા ઘૃતાદિ સ્નેહયુક્ત, સ્વાદિષ્ટ, પોષક અને હૃદયને પ્રિય લાગે એવા આહાર સાત્ત્વિક જનોને પ્રિય હોય છે. ૮

**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।**
**आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥**

તીખા, ખાટા, ખારા, અતિઉષ્ણ (ગરમાગરમ), તીક્ષ્ણ, લૂખા, દાહક અને દુઃખ, શોક તથા વ્યાધિ આપનારા આહાર રાજસી જનોને પ્રિય હોય છે.૯

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥**

જે એક પહોર વીતેલું, સ્વાદ ઉડી ગયેલું, દુર્ગંધવાળું, રાતનું વાસી, એઠું અને અપવિત્ર ભોજન, તે તામસી મનુષ્યોને પ્રિય હોય છે. ૧૦

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥११॥

ફળની આકાંક્ષારહિત મનુષ્ય "યજ્ઞ કરવો યોગ્ય છે–કર્તવ્ય છે" એવું મનથી સમજીને શાસ્ત્રવિધિની દૃષ્ટિએ યજ્ઞ કરે છે; તે યજ્ઞ સાત્વિક છે. ૧૧

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥

હે ભરતશ્રેષ્ઠ! ફળની ઈચ્છા રાખીને કે દંભનેજ માટે જે યજ્ઞ થાય છે; તે યજ્ઞ રાજસ જાણવો.

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥

શાસ્ત્રવિધિથી રહિત, અન્નદાનથી રહિત, મંત્રથી રહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત યજ્ઞને તામસી યજ્ઞ કહે છે. ૧૩

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥

દેવનું, દ્વિજનું, ગુરુનું અને જ્ઞાનીનું પૂજન; તથા પવિત્રતા, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા; એને શારીરિક અથવા કાયિક તપ કહે છે. ૧૪

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते॥१५**

કોઇને ઉદ્વેગ ન કરે તેવું સત્ય, પ્રિય ને હિતકારી વચન બોલવું; તેમજ (નિત્ય પ્રતિ) સ્વાધ્યાય કરવો; (અર્થાત્ ઉચ્ચાતિઉચ્ચ કર્તવ્ય-પ્રાપ્તવ્યમાં પ્રેરે અને જોડી રાખે, એવા સદ્ગ્રંથોનું પઠન-પાઠન કરવું) એને વાણીનું અથવા વાચિક તપ કહે છે.૧૫

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥**

મનની પ્રસન્નતા, શાન્ત સ્વભાવ, મૌન, મન-ઇંદ્રિયોનો નિગ્રહ અને ભાવોની સંશુદ્ધિ; એને માનસિક તપ કહે છે. ૧૬

**श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥१७॥**

મનુષ્યથી આ ત્રણે પ્રકારનાં તપોને જો ફળની આકાંક્ષાવિના, યોગયુક્ત બુદ્ધિથી તથા ઉત્તમ શ્રદ્ધાથી તપાય છે, તો તેને સાત્ત્વિક તપ કહે છે. ૧૭

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥

જે તપ સત્કાર, માન કે પૂજાવામાટે અથવા દંભથી થાય તેવું (જે દેખાડવા માત્રનું અને) ક્ષણિક ફળવાળું હોય, તેને અહીં રજોગુણી કહ્યું છે. ૧૮

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

જે તપ દુરાગ્રહથી, આત્માને પીડા કરનારા (જારણ–મારણાદિ પ્રયોગથી), કિંવા બીજાની હાનિ કરવા માટે કરાય છે; તેને તામસ કહેલું છે. ૧૯

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥

દાન દેવું એ કર્તવ્ય છે; એમ સમજીને યોગ્ય સ્થળ, કાળ ને પાત્રાદિનો વિચાર કરીને; તથા અનુપકારીને (પોતા ઉપર ઉપકાર ન કરનારને) દેવાય છે; તેને સાત્ત્વિક દાન કહેલું છે. ૨૦

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥

પરંતુ જે દાન સામો ઉપકાર પામવા માટે

અથવા (બીજી રીતે) ફળનો ઉદ્દેશ રાખીને (કે પછી દુઃખથી, મરણકાળથી કે ભાવી સંભવો ઇત્યાદિથી) દુઃખી થઇને જે દાન દેવાય છે, તેને રાજસિક કહ્યું છે.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

જે દાન અયોગ્ય સ્થળે, અકાળે, અપાત્રને, સત્કારરહિત અથવા અવજ્ઞા સાથે દેવાય છે; તેને તામસિક દાન કહ્યું છે. ૨૨

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३

પરબ્રહ્મનો 'ૐ' 'તત્' અને 'સત્' એવાં ત્રણ નામથી શાસ્ત્રોમાં નિર્દેશ કરાયો છે; અને એજ નિ-ર્દેશપૂર્વક પૂર્વે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો સરજાયા છે.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥

આથી શાસ્ત્રોએ વિધાન કરેલી વેદવેત્તાઓની યજ્ઞ, દાન, તપ, કર્મ ઇ૦ શાસ્ત્રોક્ત ક્રિયાઓ હમેશાં 'ૐ' એવા ઉચ્ચાર સાથે શરૂ કરાય છે. ૨૪

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥

મોક્ષેચ્છુઓ પણ કર્મફળ નહિ ઇચ્છતાં 'તત્' એવા નામોચ્ચારપૂર્વક યજ્ઞ, દાન અને તપાદિકની વિવિધ ક્રિયાઓ કરે છે. ૨૫

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६**

સદ્ભાવ (સત્યતાનો ભાવ) તથા સાધુભાવ (શ્રેષ્ઠતાનો ભાવ) દર્શાવવા માટે 'સત્' એ શબ્દનો પ્રયોગ કરાય છે; તથા હે પાર્થ! ઉત્તમ કર્મમાં પણ 'સત્' શબ્દ યોજાય છે. ૨૬

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥**

યજ્ઞમાં, તપમાં તથા દાનમાં સ્થિતિ થવી (સ્થિત થવું) એને પણ 'સત્' કહે છે; અને તેને અર્થે (કે પ્રભુપ્રીત્યર્થે) જે કર્મ કરાય તેને પણ 'સત્' કહે છે.

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥**

શ્રદ્ધાવિના હોમેલો હવન, આપેલું દાન, તપેલું તપ તથા જે કાંઇ કરેલું હોય; તે સર્વ 'અસત્' કહેવાય છે; અને હે પાર્થ! નથી તો તે આ લોકમાં લાભદાયક થતું કે નથી પરલોકમાં સુખદાયક થતું. ૨૮

**इति श्री० श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ।**

---



# अध्याय १८ मो—मोक्षसंन्यासयोग

अर्जुन उवाच। અર્જુન કહે છે:—

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम्।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

હે મહાબાહો! હે હૃષીકેશ! હું સંન્યાસનું તત્ત્વ જાણવા ઈચ્છું છું; તથા હે વાસુદેવ! ત્યાગનું તત્ત્વ પણ જૂદું સમજવા ઈચ્છું છું. ૧

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છે:—

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

વિદ્વાનો કામ્ય કર્મોના ત્યાગને સંન્યાસ જાણે છે; પરંતુ વિચક્ષણ પુરુષો સર્વ કર્મોના ફળના ત્યાગને (ખરો) ત્યાગ-સંન્યાસ-કહે છે. ૨

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

કેટલાક વિચારકો એમ કહે છે કે, સર્વ કર્મો દોષની પેઠે તજી દેવા જેવાં છે; અને બીજાઓ યજ્ઞ, દાન અને તપરૂપ કર્મો ત્યાજ્ય નથી, એમ કહે છે.

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥**

હે ભારતોત્તમ! એમાં ત્યાગવિષે મારો નિશ્ચય સાંભળ. હે પુરુષવ્યાઘ્ર! ત્યાગ પણ ત્રિવિધ કહેલો છે.

**यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥५॥**

યજ્ઞ, દાન અને તપરૂપ કર્મો ત્યાજ્ય નહિ પણ કર્તવ્યરૂપ–કરવા જેવાં–જ છે; કેમકે યજ્ઞ, દાન અને તપ, એ તો વિચારકોને પણ પાવન કરનારાં છે. ૫

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥**

પરંતુ હે પાર્થ! એ (કરવા જેવાં) કર્મો પણ ફલેચ્છા તથા (અહંતા–મમતાનો) સંગ ત્યજીને કરાવાં જોઇએ; એવો મારો નિશ્ચિત ને ઉત્તમ મત છે.

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥**

નિયત* કર્મનો ત્યાગ યોગ્ય નથી, છતાં મોહથી તેનો ત્યાગ કરવો એ તામસ ત્યાગ કહેલો છે.

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥८॥

જે કાંઇ કર્મ કરાય (તેમાં શ્રમ હોવાથી) તે દુઃખરૂપજ છે; એવું સમજીને કાયકલેશ (શારીરશ્રમ)-ના ભયથી જે કર્મોને ત્યજી દે છે; તે એવો રાજસ ત્યાગ કરીને ત્યાગનું ફળ નથીજ પામતો. ૮

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥

હે અર્જુન! 'કર્તવ્ય છે' એમ સમજીને તથા (અહંતા-મમતાનો) સંગ અને ફળેચ્છા ત્યજીને જે નિયત કર્મ કરાય છે; તે ત્યાગને સાત્ત્વિક માન્યો છે.

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः॥१०॥

જે ત્યાગી અકુશળ કર્મનો દ્વેષ નથી કરતો અને કુશળ કર્મમાં આસક્ત નથી થતો; તે ત્યાગી સત્ત્વ-

* 'નિયતકર્મ' નો અર્થ પ્રકૃતિજન્ય કર્મ, ગુણસ્વભાવ મુજબનું કર્મ, શાસ્ત્રનિયત કર્મ, સ્વધર્મ, વર્ણાશ્રમ મુજબનું કર્મ, પોતાનું કર્મ, એ પ્રકારનો છે.

ગુણવાળો, જ્ઞાનવાન અને સંશયમુક્ત છે. ૧૦

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते॥११॥

દેહધારીથી સઘળાં કર્મો ત્યજાવાં શક્યજ નથી; માટે જે કર્મફળને તજનારો છે તેજ (ખરો) ત્યાગી છે, એમ કહેવાય છે. ૧૧

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥

(કર્મની પેઠે) કર્મનું ફળ પણ સારું, નરસું અને મિશ્ર, એમ ત્રણ પ્રકારનું હોઇને સકામીઓને તે (કોઇ કારણે અહીં ન મળ્યું તો) મુવા પછી પણ મળે છે; પણ (ફળેચ્છા રહિત) સંન્યાસીને તે કદી મળતું નથી.

पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३

હવે હે મહાબાહો! સર્વ કર્મોની સિદ્ધિમાટે સાંખ્યના સિદ્ધાંતમાં આ પાંચ કારણ જરૂરનાં કહેલાં છે; તે મારી પાસેથી સાંભળ. ૧૩

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥१४॥

તેમાં અધિષ્ઠાન (આધાર), કર્તા, ઇંદ્રિયાદિ જૂદાં જૂદાં સાધન, વિવિધ પ્રકારની જૂદી જૂદી ક્રિયાઓ તથા પાંચમું દૈવ પણ છે. ૧૪

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥१५॥

મનુષ્ય શરીર, વાણી કે મનથી જે કાંઇ ન્યાયી કે અન્યાયી કર્મ આરંભે છે; તેનાં એ પાંચ કારણો છે.

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः॥ १६ ॥

એમ (એમાં પાંચ કારણો રહેલાં છે) છતાં જે મનુષ્ય અશુદ્ધ બુદ્ધિને લીધે કેવળ પોતાનેજ કર્તા સમજે છે; તે દુર્મતિ અજ્ઞાની ખરૂં નથી સમજતો.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबद्ध्यते॥१७॥

જેને 'હું કર્તા' એવી (ખોટી) ભાવના નથી અને જેની બુદ્ધિ (ફળમાં) લેપાતી નથી; તે આ બધા લોકોને હણે તોપણ નથી હણતો કે નથી બંધાતો.૧૭

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना।
कारणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः॥ १८॥

જ્ઞાન (જાણવું), જ્ઞેય (જાણવાની વસ્તુ) અને જ્ઞાતા (જાણનારો), એ ત્રણ વસ્તુ કર્મમાં પ્રેરનારી છે; અને સાધન, ક્રિયા તથા કર્તા, એ ત્રણ કર્મસંગ્રહનાં સાધન છે. (કેમકે એ ત્રણ હોય તોજ કર્મ બને છે.)

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥**

ગુણવિવેચક સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાનને, કર્મને તથા કર્તાને પણ ગુણભેદથી ત્રણ ત્રણ પ્રકારનાં કહ્યાં છે; માટે તે પણ યથાવત્ સાંભળ. ૧૯

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् २०**

જે જ્ઞાનવડે મનુષ્ય જૂદાં જૂદાં સર્વ ભૂતોમાં એક અવિભક્ત-અખંડ-અવિનાશી પરમાત્મતત્ત્વને રહેલું જુએ છે; તે જ્ઞાનને સાત્ત્વિક જાણ. ૨૦

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान्।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥**

જે જ્ઞાન સર્વ ભૂતોમાં જૂદા જૂદા પ્રકારના અનેક ભાવોને જૂદા જાદા રહેલા જુએ છે; તેવા જ્ઞાનને રાજસ જાણવું. ૨૧

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

જે જ્ઞાન, કોઇ એક (કર્મ, મૂર્તિ, મંદિર, મનુષ્ય કે મતપંથાદિ)માંજ–તે સર્વસ્વ હોય તેની પેઠે વિના-કારણે આસકત થયેલું હોય; એવું જે છેક નિર્માલ્ય જેવું, અલ્પ (એટલે વિશેષ માહિતીવગરનું–સાંકડું-તુચ્છ) જ્ઞાન, તેને તામસ કહેલું છે. ૨૨

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥

(અહંતા અને મમતાના) સંગરહિત તથા ફળેચ્છારહિત મનુષ્યદ્વારા જે નિયત કર્મ રાગદ્વેષવિના કરાયું હોય; તે કર્મ સાત્ત્વિક કહેવાય છે.૨૩

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

જે કર્મ ફળેચ્છાવાળાથી, અહંકારી મનુષ્યથી કે બહુ ઉતાવળે કરાય, તેને રાજસ કહેલું છે.૨૪

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥

જે કર્મ પરિણામ, નાશ, હિંસા અને સામર્થ્ય-

નો વિચાર ન કરતાં માત્ર મોહથીજ આરંભાય; તે કર્મ તામસ કહેવાય છે. ૨૫

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥

જે કર્તા આસક્તિરહિત, અહંતામમતા વિનાનો, ધીરજ ને ઉત્સાહવાળો તથા સિદ્ધિ–અસિદ્ધિમાં હર્ષ શોકરહિત છે; તે કર્તા સાત્ત્વિક કહેવાય છે. ૨૬

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥२७

જે કર્તા વિષયાસક્ત, કર્મફળને ઇચ્છનારો, લોભી, ઘાતકી, અપવિત્ર આચરણવાળો તથા (સિદ્ધિ-અસિદ્ધિ-માં) હર્ષ–શોકવાળો હોય; તે રજોગુણી કહેવાય છે.

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥

જે કર્તા અયુક્ત (અજિતેંદ્રિય), પ્રાકૃત–અસંસ્કારી, સ્તબ્ધ (અનમ્ર–ઘમંડી), શઠ, બીજાને નડનારો, આળસુ, ખેદ કર્યા કરનારો કિંવા દીર્ઘસૂત્રી (લાંબી લાંબી વાતો કે વિચારોમાં રહી અમલ કરે નહિ એવો) હોય તે તામસી કહેવાય છે. ૨૮

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

હે ધનંજય! ગુણોને લીધે બુદ્ધિના અને ધીરજના પણ ત્રિવિધ ભેદ કહ્યા છે; તે સર્વ જુદા જુદા સાંભળ.

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥

હે પાર્થ! પ્રવૃત્તિમાર્ગ ને નિવૃત્તિમાર્ગ, કર્તવ્ય ને અકર્તવ્ય, ભય ને અભય; તથા બંધ અને મોક્ષને જે બુદ્ધિ યથાવત્ જાણે છે; તે સાત્વિકી છે.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१॥

જે બુદ્ધિ (શાસ્ત્રોકત) ધર્મને અધર્મ, તથા કાર્યને અકાર્ય-અયથાર્થ-જેવાં સમજે છે; (અર્થાત્ મોઢાની વાતોવડે અને બીજા બાહ્ય ડોળવડે તો એ બધું યથાર્થ જેવું દેખાડે; પણ એમાંયે આંતરિક હેતુ તો સ્વાર્થ સાધવાનો હોય) તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે.

अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥

અને હે પાર્થ! જે બુદ્ધિ અજ્ઞાનથી ઢંકાયલી

હોઇને અધર્મને ધર્મ માને છે તથા બધા અર્થોને હોય તેથી ઉલટા માને છે; તે બુદ્ધિ તામસી છે. ૩૨

**धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः ।**
**योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी॥**

હે પાર્થ ! જે અચળ ધીરજવડે મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓને યોગના હેતુથી ધારણ કરાય છે; (કે અનુકૂળ બનાવાય છે;) તે ધીરજ સાત્વિકી છે.

**यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥३४**

અને હે અર્જુન ! જે ફળાકાંક્ષી મનુષ્ય (રૂઢિ, મરણ, વ્યાધિ, હાનિ, દુર્દશા, વય ઇ૦) પ્રસંગને લીધે ધર્મ, અર્થ (ધન-ધામ-સ્ત્રી-પુત્ર-ઇત્યાદિ પદાર્થ) અને કામ (પદાર્થોના ભોગ), એના સંબંધમાં ધીરજ ધારણ કરે છે; તે ધીરજ હે પાર્થ ! રાજસી છે.

**यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।**
**न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥**

હે પાર્થ ! જે ધીરજવડે દુર્બુદ્ધિ મનુષ્ય ઉંઘ, ભય, શોક, ખેદ તેમજ મદને છોડતો નથી; તે ધીરજ તામસી છે. ૩૫

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥३६॥
यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७

હવે હે ભરતશ્રેષ્ઠ ! સુખ પણ ત્રણ પ્રકારનાં મારાથી સાંભળ. પરમાત્મવિષયક બુદ્ધિના પ્રસાદથી ઉપજતા જે (જીવનમુક્તિના વિલક્ષણ) સુખમાં અભ્યાસવડે મનુષ્ય રમણ કરે છે અને સર્વ દુઃખોના અંતને પામે છે; તે સુખ, સાધનના આરંભમાં વિષ જેવું હોય તોપણ પરિણામે અમૃતતુલ્ય હોય છે; અને તેથી તે સુખને સાત્ત્વિક કહેલું છે. ૩૬,૩૭

विषयेंद्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥

જે સુખ વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી ઉપજે છે; તે તરતમાં અમૃત જેવું ભાસે તોપણ છેવટે વિષ જેવું હોય છે, તેથી તેને રાજસ કહેલું છે. ૩૮

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥

જે સુખ મનુષ્યને પ્રથમ તેમજ છેવટે પણ

મોહકારક થતું હોય; તેવા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉપજેલા સુખને તામસી કહેલું છે. ૩૯

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥**

ટુંકમાં એવું કોઈ પણ પ્રાણી કે પદાર્થ આ પૃથ્વીમાં, આકાશમાં કિંવા દેવલોકમાં નથી, કે જે આ પ્રકૃતિજન્ય ત્રણ ગુણોથી મુક્ત હોય. ૪૦

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥**

હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોનાં કર્મ પણ સ્વભાવજન્ય ગુણોને લીધે જૂદાં જૂદાં છે.

**शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२**

શમ (મનોનિગ્રહ), દમ (ઈંદ્રિયનિગ્રહ), તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન અને આસ્તિકતા; એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે. ૪૨

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥**

શૌર્ય, તેજસ્વિતા, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાંથી

નાસવું નહિ, દાતાપણું અને ઈશ્વરભાવ, એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય–સ્વાભાવિક–કર્મ છે. ૪૩

कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥

ખેતી, પશુપાલન અને વાણિજ્ય, એ વૈશ્યનાં સ્વભાવજન્ય કર્મ છે; અને સેવાચાકરીનાં કર્મ શૂદ્રને માટે પણ સ્વાભાવિકજ છે. ૪૪

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥४५॥

પોતપોતાનાં સ્વાભાવિક કર્મોમાં મચ્યો રહેનાર પરમ સિદ્ધિને પામે છે; પણ એ સ્વકર્મનિરત મનુષ્ય જેવી રીતે સિદ્ધિને પામે છે તે સાંભળ. ૪૫

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥४६

જે (પરમાત્માની સત્તાસ્ફૂર્તિ)થી સર્વ ભૂતોની ઉત્પત્તિ અને પ્રવૃત્તિ છે; અને જેનાથી આ સમગ્ર જગત વ્યાપ્ત છે; તે પરમાત્માને પોતાનાં સ્વાભાવિક કર્મવડે પૂજીને મનુષ્ય પરમ સિદ્ધિને પામે છે.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।

**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७**

અને (બીજાએ તેના શ્રેષ્ઠ ગુણસ્વભાવને લીધે વિશેષ ગુણવાળો ધર્મ પાળ્યો હોય, છતાં પોતાને માટે તો તે પરધર્મરૂપજ હોય છે; માટે તેવા) બીજાએ સારી રીતે આચરેલા પરધર્મ કરતાં સ્વ-ધર્મ ઓછા ગુણોવાળો હોય તોપણ તેનેજ (પોતાને માટે) શ્રેષ્ઠ–શ્રેયસ્કર–સમજવો. કેમકે સ્વભાવનિયત કર્મ કરનારો (સહજે કરી શકી) પાપને પામતો નથી.

**सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥**

માટે હે કૌંતેય! (બીજા ઉત્તમ ગુણસ્વભાવ-વાળા માણસના સ્વાભાવિક કર્મ કરતાં) પોતાનું સ્વભાવજન્ય કર્મ દોષવાળું લાગે તોપણ તેને ત્યજવું નહિ. કેમકે ધૂમાડાથી ઢંકાયલા અગ્નિની પેઠે બધાંજ કર્મ (થોડા–ઘણા)દોષથી ઢંકાયલાં છે. ૪૮

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥**

(અને એ પ્રકારે સ્વધર્મ–કર્મને આચરતો થકો જ્યારે) મનુષ્ય સર્વત્ર–અનાસક્ત બુદ્ધિવાળો, મન-ઈંદ્રિયોને જીતનારો અને સ્પૃહારહિત થાય છે; ત્યારે-

જ તે સંન્યાસે કરીને પરમશ્રેષ્ઠ 'નૈષ્કર્મ્ય સિદ્ધિ' ને (બાહ્ય ક્રિયા—બહિર્મુખતાવાળાં નિષ્કામ કર્મો ત્યજવાની તથા આંતરિક સાધના સાધવાની યોગ્યતાને) પ્રાપ્ત થાય છે. ૪૯

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥

હે કૌંતેય ! એવી સિદ્ધિને—યોગ્યતાને—પામેલો મનુષ્ય જે પ્રકારે જ્ઞાનના પરમ લક્ષ્યરૂપ પરબ્રહ્મ પરમાત્માને પામે છે; તે મારાથી ટૂંકામાં સાંભળ.

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥५२
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥५३॥

એ વિશુદ્ધ—અનાસક્ત બુદ્ધિવાળો મુમુક્ષુ, ધીરજથી મન—ઈંદ્રિયોને વશ કરીને, શબ્દાદિ વિષયોને ત્યજીને તથા (તે તે વિષયો ઉપરનો) રાગદ્વેષ ફેંકી દઈને (૫૧) એકાંતને સેવનારો, થોડો—હલકો—

આહાર કરનારો, મન-વાણી-કાયાને જીતનારો, નિત્ય ધ્યાનયોગપરાયણ રહેનારો તથા વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો થાય છે; (૫૨)તથા અહંકાર, બળ, દુરાગ્રહ, કામ, ક્રોધ અને સંગ્રહ-પરિગ્રહનો પરિત્યાગ કરીને જ્યારે સર્વત્ર અહંતામમતાાવનાનો અને શાંત ચિત્તવાળો બને છે; ત્યારેજ તે બ્રહ્મ-પ્રાપ્તિને યોગ્ય થયેલો મનાય છે. ૫૩

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥**

વળી એ બ્રહ્મભૂત (થવા ઇચ્છનારો) જિજ્ઞાસુ જ્યારે પ્રસન્ન ચિત્તવાળો બનીને કશાને શોચતો નથી કે ઇચ્છતો નથી; તથા સર્વ ભૂતોમાં સમ-દૃષ્ટિવાળો થાય છે, ત્યારે તે મારી પરાભક્તિને લાભે છે.

**भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः।**
**ततो मां तत्त्वोतो ज्ञात्वा विशते तदनंतरम्॥५५॥**

અને હું જે (અપાર અનુપમ મહત્તાવાળો) છું, અને જે કાંઇ છું, તે સહિત મને તે પરાભક્તિવડેજ તત્ત્વથી-યથાવત્-જાણી શકે છે; તથા તે એવી રીતે મને તત્ત્વથી જાણીનેજ તદનંતર મારામાં પ્રવેશે છે.

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**

मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥

આ પ્રકારે સદા મારાજ આશ્રયે રહેનારો મનુષ્ય, (સ્વભાવનિયત) કર્મો કરતો છતો મારા કૃપા-પ્રસાદ (ને પામતો ચાલે છે, અને તેના) વડે શાશ્વત અવિનાશી પદને–પરમ સિદ્ધિને–પામે છે. ૫૬

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥

માટે તું મનવડે સર્વ કર્મો મને અર્પણ કરતો રહી મારેપરાયણ થઇને તથા સમત્વબુદ્ધિરૂપ યોગનો આશ્રય લઇને સદા મારામાંજ ચિત્ત રાખનારો થા.

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि॥५८॥

આ પ્રમાણે મારામાં ચિત્તવાળો થવાથી મારી કૃપાવડે તું સર્વ દુર્ગોને (કિલ્લાઓ–વિઘ્નો–અંતરાયો–એને)તરી જઇશ; અને જો તું અહંકારથી મારૂં કહેવું નહિ સાંભળે તો તો વિનાશજ પામીશ.

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥

અહંકારનો આશ્રય લઇને તું જે એમ માને છે કે,

'હું યુદ્ધ નહિ કરૂં' પણ તારો એ નિશ્ચય મિથ્યા થઇ તારી ક્ષાત્રપ્રકૃતિ (સ્વભાવ) તને યુદ્ધમાંજ યોજશે.

**स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥**

હે કૌંતેય! (સર્વની પેઠે તું પણ)પોતાના ગુણ-સ્વભાવજન્ય કર્મોથી બંધાયલો-ટેવાયલો હોવાથી મોહને લીધે (અત્યારે જે) કરવા ઇચ્છતો નથી; તે કાર્ય પ્રકૃતિને વશ થઇને પરાણે તું કરીશ. ૬૦

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥**
**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतं ॥**

માટે હે અર્જુન! સર્વ ભૂતોના હૃદયપ્રદેશમાં રહેલો ઇશ્વર, કે જે સર્વ ભૂતોને પોતાની યોગ-માયાવડે યંત્રપર બેસાડેલાં પૂતળાંની પેઠે (તેમનાં કર્માનુસાર)ચલાવી રહ્યો છે; તે પરમાત્માનેજ શરણે સર્વભાવથી જા. કેમકે હે ભારત! તેનીજ કૃપાથી તું પરમ શાન્તિ તથા શાશ્વત ધામને પામીશ. ૬૧,૬૨

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।**

विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥

આ પ્રમાણે ગુહ્યથી પણ વિશેષ ગુહ્ય જ્ઞાન મેં તને કહ્યું છે. હવે એ રહસ્યપૂર્ણ જ્ઞાનનો પૂરેપૂરો વિચાર કરીને જેમ તારી ઇચ્છામાં આવે તેમ કર.

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ६५

ફરી પણ મારું સર્વ ગુહ્યોમાં ઉત્તમ અને પરમ સારભૂત વચન સાંભળ. તું મને અત્યંત પ્રિય છે તેથી તારું એ હિત તને કહીશ કે, (૬૪) "મારામાંજ મનવાળો મારોજ ભકત અને મનેજ પૂજનારો થા તથા મનેજ નમસ્કાર કર; અને તેથી તું મનેજ પ્રાપ્ત થઇશ." આ સત્ય પ્રતિજ્ઞા તારી પાસે એ માટે કરું છું કે, તું મારો પ્રિય સખા છે. ૬૫

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

અર્થાત્ બીજા બધા ધર્મોનો પરિત્યાગ કરીને તું કેવળ એક મારેજ શરણે આવ. (એટલે કે અ-

ત્યારે તો તને જે યોગબુદ્ધિથી યુદ્ધકાર્ય કરવાનું કહું છું તેજ કર) અને હું તને (એથી થનારાં) સર્વ પાપોથી મુક્ત કરીશ, માટે (એ વાતનો) શોક ન કર.

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥६७॥

(તારી યોગ્યતાને લીધેજ) તને કહેલું આ પરમ રહસ્ય તારે અતપસ્વીને, અભક્તને, સેવારહિતને, સાંભળવાની ઇચ્છાવગરનાને તથા મારો દ્વેષ કરનારા મનુષ્યને કદી પણ કહેવું યોગ્ય નથી. ૬૭

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८॥
न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥

આ પરમ ગુહ્ય જ્ઞાન જે કોઇ મારા ભક્તોમાં પ્રચારશે–સમજાવશે, તે પણ નિઃસંશય મારી પરાભક્તિ કરીને મનેજ પ્રાપ્ત થશે. કેમકે તેના કરતાં મારૂં વધારે પ્રિય કરવાવાળો સર્વ મનુષ્યોમાં કોઈ નથી, તેમ મને તેના જેટલો પ્રિયતર પણ આ પૃથ્વીમાં બીજો થનાર નથી. ૬૮, ૬૯

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहम् इष्टः स्यामिति मे मतिः ॥७०॥

આપણા આ ધર્મમય સંવાદરૂપી ગીતાશાસ્ત્રનું જે કોઇ અધ્યયન કરશે, તેણે એ જ્ઞાનયજ્ઞવડે મને-પોતાને પૂજ્યો છે; એમ હું માનીશ. ૭૦

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम्

જે મનુષ્ય શ્રદ્ધાવાન તથા દ્વેષરહિત થઇને આ ગીતાશાસ્ત્રનું શ્રવણ પણ કરશે, તે પાપકર્મોથી મુક્ત થશે અને પુણ્યકર્મ કરનારાઓને પ્રાપ્ત થવાવાળા શુભ લોકોને પામશે. ૭૧

कच्चिदेतत्श्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥

હે પાર્થ ! તેં આ જ્ઞાન એકાગ્રચિત્તે સાંભળ્યું કે કેમ ? અને હે ધનંજય ! તારો અજ્ઞાનજન્ય મોહ સર્વથા નાશ પામ્યો કે કેમ ? ૭૨

॥ अर्जुन उवाच ॥

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।

स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३॥

હે અચ્યુત! આપની કૃપાથી મને (સ્વધર્મ કર્મની, ગુણ સ્વભાવની, કાર્ય અકાર્યની, પ્રવૃત્તિ નિવૃત્તિની, યોગબુદ્ધિની તથા કર્તવ્ય પ્રાપ્તવ્ય ઇ૦ની સર્વ) સ્મૃતિ પ્રાપ્ત થઇ છે અને તેથી મારો તમામ મોહ નષ્ટ થયો છે; તથા હું સંદેહરહિત અને સ્થિર થયો છું. માટે આપના વચન પ્રમાણેજ કરીશ. ૭૩

॥ संजय उवाच ॥

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે મેં ભગવાન વાસુદેવ અને મહાત્મા અર્જુનનો આ અદ્ભુત રહસ્યવાળો તથા રૂવાં ઉભાં કરે એવો સંવાદ સાંભળ્યો. ૭૪

व्यासप्रसादाच्छ्रुतवान् एतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥

ભગવાન વ્યાસના પ્રસાદથી આ પરમ ગુહ્ય યોગને સાક્ષાત્ યોગેશ્વર શ્રીકૃષ્ણ ભગવાનના પોતાના મુખથી કહેવાતો મેં સાંભળ્યો છે. ૭૫

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।

केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

હે ધૃતરાષ્ટ્ર રાજન્! કેશવ અને અર્જુનના આ અદ્ભુત અને પવિત્ર કરનારા સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું. ૭૬

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनःपुनः ॥

અને હે રાજન્! શ્રીહરિના તે અતિ અદ્ભુત વિશ્વરૂપને પણ સંભારી સંભારીને મને મહાન આશ્ચર્ય થાય છે; તથા હું વારંવાર આનંદ પામું છું.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે; ત્યાંજ લક્ષ્મી, વિજય, વિભૂતિ અને અચળ નીતિ છે; એમ મારો મત છે. ૭૮

हरिःॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे मोक्षसंन्यासयोगो नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥

॥ श्रीमद्भगवद्गीता समाप्ता ॥

# गीताविषे जाणवा जेवा विचारो

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥**

ભાવાર્થ:--સ્વયં વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા ગીતાશાસ્ત્રને ગાવા જેવું ( પરમપદદાયક ) કર્તવ્ય હોવા છતાં અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાનું શું પ્રયોજન છે ! “ **મહર્ષિ વ્યાસ** ”

**ભગવાન શ્રીકૃષ્ણ** કહે છે કે:—“હે અર્જુન ! આપણા આ ધર્મમય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાનયજ્ઞથી મારૂં-પરમાત્માનું પૂજન કર્યું છે એમ હું સમજીશ.”

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ** કહે છે કે:-“ભગવદ્‌ગીતામાં વેદોના ત્રણે કાંડ સ્પષ્ટ કરેલા છે; એટલુંજ નહિ પણ તે મૂર્તિમાન વેદરૂપ હોઇને ઔદાર્યમાં તો વેદથી પણ વધારે છે.” × × × “ જે કોઇ ગીતા ગ્રંથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષસુખનું સદાવ્રત ખોલેલું જાણવું.” × × “ ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો છૂટાં પડેલાં ભટકે છે; તેમનો મેળાપ કરાવી આપવો, એ તો સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે.”

**મહાત્મા બંકિમબાબુ** કહે છે કે:-“ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવાનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ, ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે કે જેવું બીજા કોઇ પણ ગ્રંથમાં સામંજસ્ય નથી !” × × “ આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે. આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઈ પણ દેશમાં ને કોઇ પણ કાળે કોઇએ કરી હોય એમ જણાતું નથી.”× “આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે ક્યાંય નથી.”

**મહાત્મા થૉરો**:-“પ્રાચીન યુગની સર્વસ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. * * ભગવદ્‌ગીતામાં

એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજી-સુધી લખાયો નથી. * * ગીતાની સાથે સરખાવતાં જગતનું હાલનું બીજું બધુંજ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે કોઇ કોઇ વાર તો એવોજ વિચાર થઇ આવે છે કે આ તત્ત્વજ્ઞાન કોઇ જૂદાજ યુગમાં લખાયલું હોવું જોઇએ. * * હું રોજપ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

**એમર્સન**–અમેરિકાનો આ સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર ગીતાનું પુસ્તક હમેશાં પોતાની નજર સામે રાખતો. કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ, ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા માનવજાતિના અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે એમાંનો "**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि**" એ શ્લોક વાંચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થઇ જતું; હૃદય નાચી ઉઠતું અને કલાકોના કલાકોસુધી આનંદાશ્રુ વહાવતો! પોતાના ગીતા પુસ્તકને તે ઇષ્ટદેવની મૂર્તિ સમાન ગણતો.

**લોકમાન્ય તિલક મહારાજ**–"ગીતારહસ્ય"માં લખે છે કે "**સમસ્ત સંસારના સાહિત્યમાં ગીતાના જેવો કોઇ પણ ગ્રંથ નથી.**" એ ઉપરાંત બૌદ્ધોનો ત્રિપિટક અને ધમ્મપદ તથા ખ્રિસ્તીઓના બાઇબલ સાથે પણ ગીતાની તુલના કરીને તેમણે એજ નિષ્કર્ષ કાઢયો છે કે "દુઃખી આત્માને શાંતિ આપનાર, આધ્યાત્મિક પૂર્ણદશાની ઓળખાણ આપનાર અને ટુંકામાં ચરાચર જગતનાં ગૂઢ તત્ત્વોને સમજાવી દેનારો ગીતાના જેવો કોઇ પણ ગ્રંથ સમસ્ત વિશ્વની કોઇ પણ ભાષામાં નથી."

"વર્ણનો, આશ્રમનો, જ્ઞાતિનો, દેશનો, સ્ત્રીનો કે શૂદ્રાદિનો ભેદ ન રાખતાં સર્વ કોઈ માટે એકસરખી સદ્‌ગતિ સમજાવનાર ઈતર ધર્મપ્રત્યે સહિષ્ણુતા દર્શાવનાર એવી જે જ્ઞાન, ભક્તિ અને કર્મયુક્ત ગીતા, એ તો સનાતન વૈદિક ધર્મરૂપી વિશાળ વૃક્ષનું

એક અત્યંત મધુર અને અમૃતપદને પમાડનારૂં અમર ફળ છે. "

"આ ગીતાધર્મમાં વૈદિક ધર્મનો જે સમગ્ર સાર સમાયલો છે, તે સારભૂત નિત્યધર્મને જાણીને કેવળ કર્તવ્યતરીકેજ સર્વ ભૂતહિતાર્થે પ્રબળ પ્રયત્નો કરીને વિજયો મેળવનારા કર્મવીરો તથા ધર્માત્માઓ જ્યારે આ ભારત ભૂમિને અલંકૃત કરતા હતા, ત્યારે આ દેશ ઇશ્વિરકૃપાને પાત્ર થઇ જ્ઞાનને અનુસરતા ચારિત્ર્ય ઉપરાંત ઐશ્વર્યને પણ શિખરે પહોંચી ચૂકયો હતો; અને જ્યારથી એ બંને લોકમાંથી તારનારો તથા પરમ શ્રેયસ્કર એવો પૂર્વતર ધર્મ છૂટતો ચાલ્યો ત્યારથીજ ભારતવાસીઓની દુર્દશા શરૂ થઇ છે."

"હિંદુધર્મ અને નીતિશાસ્ત્રનાં મૂળ તત્ત્વ જેણે જાણવાં હોય તેણે આ અપૂર્વ ગ્રંથનું અવશ્ય અને પ્રથમ અધ્યયન કરવું જોઇએ. કારણ કે યોગ, સાંખ્ય, ન્યાય, મીમાંસા, ઉપનિષદો, વેદાન્ત વગેરેના રૂપમાં ક્ષરાક્ષર સૃષ્ટિનો તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞના જ્ઞાનનો વિચાર કરનારાં પ્રાચીન શાસ્ત્રો યથાશકય પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી વૈદિક ધર્મને જે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન તથા કર્મયોગપરાયણ એવું છેવટનું સ્વરૂપ અપાયું; અને જે સ્વરૂપ હાલના પ્રચલિત વૈદિક ધર્મના મૂળરૂપ છે; તેજ સ્વરૂપ આ ભગવદ્દગીતામાં પ્રતિપાદન કરેલું છે; અને તેથીજ કહી શકાય કે, **હિંદુધર્મનાં તત્ત્વો સંક્ષેપમાં અને નિ:સંદેહ રીતે સમજાવી શકે** એવો ગીતાના જેવો **બીજો** કોઇ **પણ ગ્રંથ સંસ્કૃત વાઙમયમાં નથી.** "

**ચીની અનુવાદક**–ચીનના આ અનુવાદક શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો આસક્ત હતો કે તે દરરોજ ત્રણચાર વાર પ્રેમરુદન કરતો. ચીનાઓએ તો એનુંજ નામ "કિષનજી" (કૃષ્ણજી) પાડયું હતું; અને અત્યારે તો ત્યાં એનું મૂળ નામ કોઇ પણ જાણતું નથી.

**મ૦ ગાંધી**–"એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી."

**વૉરન હેસ્ટિંગ્સ**–"કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે."

# उत्तम अने सस्ता ग्रंथो

| | | | |
|---|---|---|---|
| ,, ,, ગ્રંથ ૪ થો—ભાગ ૧૨-૧૩... | ૬૪૦ ... | ... | ૨) |
| **સ્વામી વિવેકાનંદ** ગ્રંથ ૧ લો—ભા. ૧–૨–૩ | ૫૭૫ ... | ... | ૨ા |
| ,, ,, ગ્રંથ ૨ જો—ભા. ૪–૫... | ૬૦૦ ... | ... | ૨ા |
| ,, ,, ભાગ ૬ થી ૮ નોખા ... | ૧૦૦૦ ... | ... | ૩) |
| ,, ,, ભાગ ૯ મો—સંપૂર્ણ ચરિત્ર | ૭૪૦ ... | ... | ૨ાા |
| ,, ,, ભાગ ૧૦ મો—રાજયોગ... | ૩૦૦ ... | ... | ૧) |
| **શ્રીભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત** ... | ૪૦૮ ... | ... | ૧ાા |
| **શ્રીભજનસાગર**—નવી આવૃત્તિ ... ... | ૨૦૦ ... | ... | ૦ાા~ |
| **સ્વર્ગનું વિમાન**... ... ... ... ... | ૩૮૪ ... | ... | ૧ા= |
| **સ્વર્ગની કુંચી**... ... ... ... ... | ૩૭૮ ... | ... | ૧ા= |
| **સ્વર્ગનો ખજાનો** ... ... ... ... | ૩૨૪ ... | ... | ૧ા= |
| **સ્વર્ગનો પ્રકાશ**... ... ... ... ... | ૩૩૬ ... | ... | ૧ા= |
| **ભગવદ્‌ગીતા**—ગુજરાતી સરલાર્થસહિત ... | ૨૫૬ | ૦)=, ૦)≡, | ૦ા |
| ,, , ,, (સ્થૂલાક્ષર) ... | ૨૭૨ | ૦ા, ૦ા=, | ૦ાા |
| **ભગવદ્‌ગીતા**—મરાઠી કે હિંદી ટીકાસહિત... | ૨૩૦ ... | ... | ૦ા |

**ભગવદ્‌ગીતા—મૂલમાત્ર**—મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦ા અને ૦ાા

**પંચરત્નગીતા-મૂલમાત્ર**-નાના, મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦ા, ૦ા=, ૦ાાા

| | | | |
|---|---|---|---|
| **મહાભારત અને રામાયણ**—વિષે વિચારો ... | ૨૦૦ ... | ... | ૦ાા= |
| **શ્રીમહાભારત વિષે**—જાણવા જોગ વિચારો... | ૩૨૮ ... | ... | ૧ાા |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **શુભસંગ્રહ**—ભાગ ૧ લો... ... ... ... | ૧૯૨ ... | ... | ૦ા |
| **શુભસંગ્રહ**—ભાગ ૨ જો... ... ... ... | ૭૦૦ ... | ... | ૨ાા |
| **શુભસંગ્રહ**—ભાગ ૩ જો ... ... ... | ૪૩૨ ... | ... | ૧ાા |

**શુભસંગ્રહ** ભાગ ૪ થો..........છપાય છે. સત્વર બહાર પડશે.

| | | | |
|---|---|---|---|
| **આગળ ધસો**—નવી આવૃત્તિ ... ... ... | ૪૬૮ ... | ... | ૧ાાા |
| **આદર્શ દૃષ્ટાંતમાળા**—ભાગ ૧ લો ... ... | ૩૩૬ ... | ... | ૧)= |
| ,, ,, ભાગ ૨ જો ... ... | ૩૯૨ ... | ... | ૧ા |
| **સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ** ફરીથી છપાશે... | ... | ... | ૧ાા= |

ભાગ્યના સૃષ્ટાઓ ફરીથી છપાશે ... ... ... ... ૧॥

બંકિમનિબંધમાળા-ધર્મતત્ત્વસાથે ... ... ૫૯૦ ... ... ૧॥।

પ્રભુમયજીવન ... ... ... ... ... ૨૨૦ ... ... ૦॥।

## ઈતિહાસ અને વૈદકસંબંધી ઉપયોગી પુસ્તકો

રાજસ્થાનનો ઇતિહાસ-બે મોટા ગ્રંથોમાં ...૧૫૩૦ ... ... ૧૦)

આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ ... ૭૦૦ ... ... ૪)

આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન-ગાંધીજીકૃત ... ૧૪૦ ... ... ૦।-

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

ભારતના વીર પુરુષો... ... ... ...૨૮૮ ... ... ૧)

દાનવીર કાર્નેગી ... ... ... ... ... ૪૦૦ ... ... ૧॥

શ્રીભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત ... ૪૦૮ ... ... ૧॥

મુસ્લીમ મહાત્માઓ ... ... ... ... ૫૯૨ ... ... ૧॥।

કાઉન્ટ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર... ... ... ૬૨૦ ... ... ૨॥

મહાન નેપોલિયન બોનાપાર્ટ ... ... ૮૪૦ ... ... ૩)

સ્વામી રામતીર્થની જીવનકથા ... ... ૬૪૦ ... ... ૨)

સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ જીવનચરિત્ર ... ૭૪૦ ... ... ૨॥

મહાન સમ્રાટ્ અકબર... ... ... ... ૩૫૨ ... ... ૧।

શ્રી શિવાજી છત્રપતિ ... ... ... ... ૫૨૮ ... ... ૨।

વીર દુર્ગાદાસ... ... ... ... ... ... ૨૪૦ ... ... ૦॥।

ભારતનાં સ્ત્રીરત્નો-ત્રણ ગ્રંથોમાં ... ...૨૧૦૦ ... ... ૬)

„ „ છુટક દરેક ભાગના ... ... ... ૨॥

## સ્ત્રીઓ તથા પુરુષોમાટે બોધપ્રદ વાર્તાઓ

ટુંકીવાર્તાઓ-ભાગ ૧ થી ૪ ભેગા ... ... ૬૦૦ ... ... ૨)

ટુંકી વાર્તાઓ-ભાગ ૫ મો. ૨૮ સાંસારિક વાતો૩૦૪ ... ...૦॥।-

ટુંકીવાર્તાઓ-ભાગ ૬ ઠ્ઠો-બોધપ્રદ ૨૭ વાતો... ૩૬૦ ... ... ૧)

ટુંકીવાર્તાઓ-ભાગ ૭ મો-અનેક વાતો ... ૨૫૦ ... ... ૧॥

દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી ... ... ૧૬૦ ... ... ૦।

# શ્રી રામાયણનું મહત્ત્વ

**प्रीति करै रामायण मांहीं, तेहि सम भाग्यवंत कोउ नांहीं ॥**

"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." **વિવેકાનંદ**

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર
"કરાયો છે; તેટલો કોઈ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક,
"રાજપુરુષ કે રાજાથી પણ દૂર કરાયો નથી." **બંકિમચંદ્ર**

"હમ રામાયણ કો પઢ કર કુછ કે કુછ બન જાતે હૈં; હમમેં
"ઉંચે ઉંચે ખ્યાલ પેદા હો જાતે હૈં; ઔર વહ ગુણ જો મનુષ્ય
"કી ઉત્કૃષ્ટતા કે ભૂષણ હૈ સો હમારે સ્હામને આ કર ખડે હો
"જાતે હૈં. સત્યાચરણ, પુત્રોં કી ભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય,
"પિતામાતા કા સ્નેહ, વિનય, ધૈર્ય, દયાલુતા—સારાંશ યહ કિ મા-
"નુષી ગુણોં કા કૌનસા ચિત્ર હૈ જિસકે યથાર્થ રૂપ કો કવિ ને
"અપની જાદૂભરી લેખની સે ઇસમેં નહીં લીખા?" **મી. ગ્રેફ્રુટ**

"રામાયણ કહને કો તો એક મહારાજા કા જીવનચરિત્ર હૈ;
"પરંતુ વાસ્તવ મેં યહ સંસાર કે મલોં કો નાશ કરનેવાલા અગ્નિ
"હૈ; અંધકાર મેં પ્રકાશ હૈ; સ્ત્રીયોં કા ધર્મ હૈ; પુરુષોં કા પૌરુષ
"હૈ; બ્રાહ્મણોં કા બ્રહ્મતેજ હૈ; ક્ષત્રિયોં કા ક્ષાત્રધર્મ હૈ; વૈશ્યોં કા
"ધન હૈ; શૂદ્રોં કા ધર્મ હૈ; ઔર ગૃહસ્થાશ્રમ મેં પ્રવેશ કરનેવાલે
"નરનારિયોં કા સુખદીપક હૈ. ઇસકી જ્યોતિ કો હાથ મેં રખકર પુરુષ
"યદિ માર્ગ દેખ દેખ ચલે, તો હો નહીં સકતા કિ કિસી સમય
"વહ જીવનયુદ્ધ મેં પરાજય પ્રાપ્ત કરેં...જગત કા ઇતિહાસ પઢને-
"વાલે કહતે હૈં કિ હિંદુજાતિ કો વેદોં કે પ્રચાર હટ જાને પર
"યદિ કિસી રસાયણ ને જીવિત રખ્ખા હૈ તો યહ રામાયણ હી હૈ.
"ઇસીકે બલ સે હિંદુ નારિયોં મેં સતીત્વ કા ઔર હિંદુ નરોં મે
"બલિદાન કરને કા સાહસ રહા હૈ." **સંતરામ શર્મા**